॥ ॐ श्री ॥

## श्री उपेन्द्र जयन्ती महोत्सव.

( ૩૮-મા વર્ષ નિમિત્ત )

# कीर्तनो.

કાર્તિક કૃષ્ણ પ્રતિપદા-રવિવાર; સંવત ૧૯૭૯—વડોદરા.

તા. ૫-૧૧-૨૨

### પ્રભાત પ્રાર્થના.

જાગીએ બાલક હવે ઓ જગતીજીવન !
દર્શન દ્યો આજ કરો, શિશુજનમનરંજન; જાગીએ૦
ઈતર પંખિ કરવા લાગ્યાં, ગગનમાંહિ ગમન,
જાગો, ઝટ જાગો, હૃદયપંકજે ઓ નિરંજન ! જાગીએ૦
દેવગનાં દેરાંમાંથી, મળતાં દર્શન,
જાગો રે ઓ હૃદયદેવ ! સ્વીકારવા વંદન; જાગીએ૦
ભાવભરી આશે નિરખે આપ પ્રતિ નયન,
અંજી આજ નયનમાંહિ, શમાવજો દુઃખ અંજન ! જાગીએ૦
કરુણા કરી શીઘ્ર કરો, ચિંતા નિવર્જન;
સકળજમાં કૃતાર્થ થઈએ, કરી પૂજન અર્ચન; જાગીએ૦

## અંતર્યામી ઇષ્ટ દર્શન કરતા ઑનપાનીના ઉદ્ગાર.



પદ. ભૈરવી.

ઉદય થતાં આ પ્રભાત, પ્રસર્યો, બાહ્યાંતર આહ્લાદ,
મંગલ ઉત્સવ બાહ્ય પ્રવર્ત્યો, ઉર ઉત્સવ ભક્તિ ભાત;—
બાહ્ય વાદ્ય ધ્વનિ ઉઠે, ઉઠતો, ઉર થતો અમૃતપાતઃ—
ખીલ્યાં પદ્મો બાહ્ય સરવરે, ઉરમાં ખીલ્યાં સાત;—
બાહ્ય પ્રદેશે ઝાકળ ઝરપે, ઉરમાં ચિત્ત પ્રસાદ;—
પ્રભુપ્રસાદ આ બાહ્ય પ્રદેશે, ઉરમાં ચિત્ત પ્રસાદ;—
અંતરમાં છે અંતર્યામી, બાહ્ય પ્રભુ સાક્ષાત;—
બાહ્યાન્તર આનન્દઅનુભવે, ઉત્સવ લહું દિન રાત;

**શ્રી જ૦ દેવી.**

---

### ઉઠીયે પ્રભુ.

પદ ( જાગીયે જીવનવિધિ, એ લય.

ઉઠીયે પ્રભુ! ઉઠીયેઃ
ઝળહળ રવિ આ ઝળહળે, ઉંચે ચડતો પળપળે,
રશ્મિ પ્રસર્યા સ્થળ સ્થળે, હિમ ક્ષણુ પ્રતિક્ષણુ ઓગળે
માનિની પનઘટપરે, નિજ બેડલે પાણી ભરે,
શુભ શુકનને આપતી એ, સુવાસિની સ્હામી મળે;—
ઘુઘરૂ કંઠે ગાજતા, એવા વૃષભને લઇ જતા,
ગીતને લલકારતા, ખેડૂત ચાલ્યા જંગલે;
પદ્મો મધુકર ચુગતા, તેમ અમે પણ આતુર થતાંઃ—
આપ પ્રભુપદ મધુ ગ્રહેવા, આવીયાં ચરણોત્પલે;—
નિંદ મિઠી ત્યાગજો, ઓ જયન્તીપતિ! જાગજો,
સદ્ય દર્શન દો પ્રભુ! પ્રાર્થીએ કંઠે ગળગળે;—

**પ્રમીલા બ્હેન.**

---

## બાળકની આરંભક યાચના.

પદ. ( જય અનંતૈશ્વર્યાધિપતિ, એ લય )

જય બાલકના ઓ પરમ પિતર્ ! કરુણા-કરજો અમપર અમપર,
મૂગાને દો વાણી મનહર, અમે આપતણાં અર્ભક[1] અર્ભક; જય૦
કરો તમે મૂર્ખને વિદ્યાધર, કરો દરિદ્રને તમે લક્ષ્મીવર,
તમે ઝટપર સ્થાપો પર્વતપર, પંગુ જે ચાલે ટગમગ ટગ; જય૦
એવું સમજી અમે આપની પર, આધાર રાખી વદીએ ઈશ્વર !
અમે કળીસરખાં બાલક સુન્દર, તેમાં સુગન્ધ લાવો મધ મધ મધ. જય૦
અમે કાચસમાં ચોખ્ખાં ઝુમ્મર, તમે ઝળકો દીપ બની અંદર,
જેથા દૈવી બની બહિરંતર, અમે ઝગમગીયે ઝગ ઝગ ઝગ ઝગ; જય૦

---

## બાલકોને આમન્ત્રણ

પદ. ( અચકો મચકો કારેલી, એ લય. )

ગુરુદેવને ચરણે નમવા આજ, આવો આવો બાલુડાં,
ગુરુ દેવને ખોળે રમવા આજ, આવો આવો બાલુડાં.
ગુરુદેવની ભક્તિ કરવા આજ, આવો આવો બાલુડાં,
ગુરુદેવની શક્તિ લેવા આજ, આવો આવો બાલુડાં.
ગુરુદેવનું કહ્યું કરી ગમવા આજ, આવો આવો બાલુડાં,
ગુરુદેવમાં અંતે શમવા આજ, આવો આવો બાલુડાં.

**ગો૦ જ૦ વૈદ્ય.**

---

[1] છોકરાં.



## અમે તો ઘંટડીઓ.

પદ. ( મા પાવાગઢથી ઉતર્યા, એ લય. )

કંઇ મધુર મધુર રણકારતી, અમે ઘંટડીયો,
અમે કરીએ મંગલ નાદ, સુધાભરી ઘંટડીયો.
અમે જડ પણ સઉને જગાવીએ. એવી ઘંટડીયો.
પરને દઇએ આહ્લાદ, મધુરી ઘંટડીયો.
અમે બાલકસાથે ખેલીયે, રુડી ઘંટડીયો,
ગાઈએ સઉનો જયકાર, અમે તો ઘંટડીયો.
વણ બોલાવી નવ બોલીએ, અમે ઘંટડીયો.
અમે દેવને રીઝવનાર, સુરીલી ઘંટડીયો.
શુભ કાર્યતણાં સંગી અમે, જડ ઘંટડીયો.
કર્તવ્યે ચેતવનાર; અમે તો ઘંટડીયો.
ઓ બાલા ! પ્રભુ મન્દિરની, છો ઘંટડીયો,
કરો સદાય શુભ ઝણકાર; સચેતન ઘંટડીયો !

---

## વિદ્યાર્થીઓનું જીવનધ્યેય.

પદ. ( અમે તો એક ઝાડની ડાળ, એ લય. )

અમારૂં એક જ જીવનનિશાન,
સર્વ પ્રયત્નથી પ્રસન્ન કરવા, પરિણામે ભગવાન્; અમારૂં૦
ઉષ:કાલમાં ઉઠી, પ્રાર્થી પ્રભુ, સાધશું શૌચ–સ્નાન,
પ્રતિદિન પવિત્ર માની કરશું, નિત્યકર્મ અનુષ્ઠાન; અમારૂં૦
પુણ્યકાય બની સંધ્યાદિક કરી, ધરશું પ્રભુનું ધ્યાન,
કરશું યાચના અન્તર્મુખ બની, દેવા વિદ્યાદાન; અમારૂં૦
પ્રભુસંકેત સમજવાસરખા, થઇશું ઉર વિદ્વાન્,
દૃઢ ચિત્તે વિદ્યા ભણશું, ગ્રહેવાને મર્મજ્ઞાન; અમારૂં૦

આશ્રમધર્મે વહી, નીતિ ગ્રહી, કરશું વડિલ સંમાન,
સહુને આત્મસમ ગણુવાનાં, વ્રત ગ્રહીશું [1]મહીયાન; અમારું૦
જીવનધ્યેય સુસિદ્ધ થવાને, થઈશું પ્રયત્નવાન,
ક્રિયા વિચારથી હરઘડી પ્રભુથી, કરશું અનુસન્ધાન; અમારું૦
પ્રભુતા પ્રભુપ્રાપ્ત્યર્થે દેશું, સમગ્રનું બલિદાન,
ઉપેન્દ્ર પ્રભુકરુણાને ઇચ્છી, થશું સ્થિત પ્રજ્ઞાવાન; અમારું૦

---

## બાળકડાના બોલ.

પદ.

સાંભળો, સાંભળો, નાનકડો બોલકડો,
બાલકડો બોલે તે સાંભળો રે.
કામ કરો, કામ કરો, સારાં ખાઈ પી,
બનતા શું રૂનો ગાભલો રે; સાં૦
સંઘરો, સંઘરો, સદ્‌ગુણને સંઘરો,
સંઘરો શું સોનાનો ડાબલો રે; સાં૦
ચાલવાનો રસ્તો જોતા નથી ને,
જુઓ શું ઉંચો આભલો રે; સાં૦
ચેતન પ્રભુને જાણુશો નહિ તો,
માણુસ મટી થશો થાંભલો રે; સાં૦
લાભ લો, લાભ લો, આવી મળેલા,
જીવનનો પૂરો લાભ લો રે; સાં૦

---

## દેવોનાં નામની કક્કાવારી.

કપિલ દેવનો ક કહેવાય.
ખડ્ગીજીનો ખ કહેવાય.

ગણપતિનો ગ કહેવાય.
ઘનશ્યામનો ઘ કહેવાય.
ઙ નું તો કંઇ ના કહેવાય.

ચક્રનો તો ચ કહેવાય.
છિન્ન મસ્તાનો છ કહેવાય.
જગન્નાથનો જ કહેવાય.
ઝષકેતુનો ઝ કહેવાય.
ઞનું તો કંઇ ના કહેવાય.

ટનું તો કંઇ ના કહેવાય.
ઠકકુરનો તો ઠ કહેવાય.
ડમરુધરનો ડ કહેવાય.
ઢુંઢીરાજનો ઢ કહેવાય.
ણનું તો કંઇ ના કહેવાય.

તક્ષકનો તો ત કહેવાય.
થાણેશ્વરનો થ કહેવાય.
દત્તાત્રેયનો દ કહેવાય.
ધન્વંતરીનો ધ કહેવાય.
નરસિંહનો ન કહેવાય.

પરશુરામનો પ કહેવાય.
ફણીધરનો ફ કહેવાય.
બહુચરાજીનો બ કહેવાય.
ભદ્રકાળીનો ભ કહેવાય.
મહાદેવનો મ કહેવાય.

યમરાજાનો ય કહેવાય.
રણછોડજીનો ર કહેવાય.

લક્ષ્મીજીનો લ કહેવાય.
વરુણદેવનો વ કહેવાય.
શનિ દેવનો શ કહેવાય.

ષડાનનનો ષ કહેવાય.
સરસ્વતીનો સ કહેવાય.
હનુમાનનો હ કહેવાય.
ળ નું તો કંઇ ના કહેવાય.
ક્ષપાનાથનો ક્ષ કહેવાય.
જ્ઞનું તો કંઈ ન કહેવાય.

શ્રી જય-ગૌરિત્રી.



## ઘટ-ગીત.

પદ. ( મુગટપર વારી જાઉં, એ લય. )

ડુબી જા, ડુબી જા ઘડુલા ! પાણીડાંમાં.
ઊંડે કુવે તું સરરર સરજે, અન્દર બીજે અથડા મા; ડુબી૦
આગળ પાછળ ભોલ્લે ચઢો તો, વાર ન થશે કુટવામાં; ડુબી૦
ઊંધો વળી જલ અભિમુખ થા તો, આવશે તારા પોતામાં; ડુબી૦
બહાર આવી કર તૃપ્ત તૃષિતને, તારૂં જળ પાતામાં; ડુબી૦
માનવી ! મન ઘડુલો તું ઉતારજે, એ વિધિ હૃદયકુવામાં; ડુબી૦
આત્મજ્ઞાનજલ પામી બીજાને, આપજે વાપરવામાં; ડુબી૦



## નિત્ય પઠનીય શ્રીઈષ્ટલીલાચરિત.

(બાલકો અર્થે)

પદ. [લય—ચોપાઈ.]

તાપી તટપર નાનું ગામ, કડોદ જેનું પાવન નામ.
કરી નાગર ફળીયામાં ધામ, વસી રહ્યા'તા દુર્લભરામ
મહાલક્ષ્મી પતિની ભલિભાત, કરતાં સેવા દિનને રાત.
વિસનગરા નાગરની ન્યાત, પવિત્ર યાજ્ઞિક કુલ પ્રખ્યાત.
શુકલ યજુર્વેદાન્તર્ગત, શાખા માધ્યંદિની પ્રશસ્ત.
પંચ પ્રવર ને ગાર્ગ્યસ્ ગોત્ર, (જેના) પૂર્વજ રાખતા અગ્નિહોત્ર.
એવા કુલનો ગ્રહી આધાર, પ્રભુએ ત્યાં લીધો અવતાર.
ઓગણીસસેં દસની સાલ, કાર્તિક કૃષ્ણ ચતુર્દશીકાલ.
પ્રભાતમાં ધરી નૃસિંહ નામ, પ્રકટયા પ્રભુ એ કડોદ ગામ.
બ્રહ્મતેજભર્યું ભાલ વિશાલ, ગૌર વર્ણને સુન્દર વાળ.
પદ્મ હતું નાજુક પગમાંહ્ય, મધુરા કંઠની સ્તુતિ શું થાય?
નેતિ નેતિ કહી જેને ગાય, તેનું રૂપ તો કેમ વર્ણાય!
જોઇને રીઝયાં માતા તાત, સ્નેહી સંબંધી ને વળી ભ્રાત.
ગાય ભાગવત પિતુની સાથ, બાલલીલામાં નરહરિનાથ.
ગાળી કડોદે શૈશવકાલ, આવ્યા પ્રભુ સુરત તત્કાલ.
વિદ્યાર્થીનો કરી વિલાસ, કર્યો પ્રભુએ વિદ્યાભ્યાસ.
ફરતાં હરતાં ખાતાં પીતાં, અલ્પ કાલમાં જોઈ સંહિતા.
વર્યા નર્મદા માતા સાથ, થયો અલ્પ કાળે તનુપાત.
પછી વર્યા મંગલા મહેશ, લીધો ગૃહસ્થાશ્રમીનો વેષ,
નોકરીમાં ગાળ્યો કંઇ કાળ, ત્યાં મળીયા શ્રી ત્રિકમલાલ.
પ્રભુ જોતાં ત્રિકમલાલભાઈ, ગયા સહજમાં આકર્ષાઇ.
પ્રથમ શિષ્ય એ ગુરુના થયા, તન મન ધન ગુરુને અર્પીયાં.
સાથે રહ્યા અનુચર થઇ, આવ્યા વડોદરાની મહિં.

---

× બાલ્યાવસ્થા.

કર્યો નિજામપુરામાં વાસ, નોકરીનું ધરી નિમિત્ત ખાસ.
પ્રભુનો ભગવાસરખો વેષ, લાજે જોઈને યોગેશ.
અલ્પ કાલમાં મંગલમાત, ભળી ગયાં સ્વરૂપે સાક્ષાત્.
પ્રભુએ પ્રવર્તાવતાં જ્ઞાન, નોકરી કેરૂં ત્યજ્યું કમઠાન.
વરી રુકિમણી કીધો સહવાસ, પછી કર્યો સૌરાષ્ટ્ર પ્રવાસ.
ક્રમે ક્રમે સાધકસમુદાય, વધતો ચાલ્યો સઉ દિશમાંહ્ય.
પ્રભુએ રચ્યું કરી કૃપા મહાન્, વડોદરામાં આશ્રમસ્થાન.
વિશ્વવંદ્ય ત્યાં આવી મળ્યા, ઈષ્ટકૃત સંકેતો ફળ્યા.
સુગુણો જેમાં વધતા ગયા, પટ્ટ શિષ્યરૂપે થઈ રહ્યા.
સહજ સ્થપાયો સાધકવર્ગ, જેમનું ઝળક્યું જ્ઞાન સુભર્ગ.
ઉપેન્દ્ર, વામન, વિશ્વંભર, સર્વેશ્વર ને સુરેશ્વર,
ભારતી પ્રકટયાં મંગલકર, નૃસિંહતનુઓ ભૂતલપર,
બનીને પ્રખર નૃસિંહાચાર્ય, કીધું શિશુ ઉદ્ધારક કાર્ય.
કરવા સ્વરૂપતણો સંયોગ, શિખવ્યાં જ્ઞાન, ભક્તિ ને યોગ.
રચ્યા પ્રભુએ વાણીવિલાસ, ગ્રન્થો વિવિધ કૃપા કરી ખાસ.
ગૃહસ્થ જ્ઞાનીના આદર્શ, કરી લીલા ચુંમાળીસ વર્ષ.
લાડ લડાવ્યાં ધરીને હેત, પૂરો થતામાં નિજ સંકેત,
વિશ્વવંદ્યને વર્ગનો ભાર, સોંપ્યો વળી આશ્રમ વ્યવહાર.
ઉપેન્દ્ર પ્રભુને નિજ સંકેત-બલ દઈ કરી ઐશ્વર્યોપેત,
ઓગણીસેં ત્રેપનની સાલ-કેરો આવ્યો નિષ્ઠુર કાલ.
શ્રાવણ સુદ પંચમીને દિન, થયા પ્રભુ નિજ સ્વરૂપે લીન.
જય સદ્‌ગુરુ નૃસિંહ મહેશ ! આપની આપો ભક્તિ અશેષ.
પ્રતીત થતા'તા જે પ્રભુ બાહ્ય પ્રકટો તે સઉ અંતરમાંહ્ય.
વર્ષાવો પ્રભુકરુણા નિત્ય, સધાય જેથી સઉ મુજ હિત.

× + × +

નૃસિંહ પ્રભુનું ગાય ચરિત્ર, સદા બને તે પરમ પવિત્ર.
થાય પ્રભુ અનુગ્રહ પાત્ર, જે ગાયે તે સાધકમાત્ર.

**શ્રી જયન્તી દેવી.**

## ચાતુર્વર્ણના ઉદ્‌ગારો.

પદ. ( ધીરવીર સાધકો, યોગના, એ લય. )

દિવ્ય દેહવાસિઓ, ઈશ્વર [1]વદનાંશિઓ,
[2]શર્મ–અભિલાષી બ્રાહ્મણો અમે.
કંઠે સંકલ્પમાલ ધારીએ,
તપોમલ કમંડલુ સ્વીકારીએ.
યજીએ ને યજાવીએ,[3] ભણીએ ને ભણાવીએ,[4]
લેઈએ ને દેઈએ,[5] યથાક્રમે; દિવ્ય૦

૨

દિવ્ય દેહવાસિઓ, ઇશ્વર[6]ભુજાંશિઓ,
ધર્મ–અભિલાષી ક્ષત્રિયો અમે.
દુર્બલ, નિસ્પૃહ[7]ને દેશરક્ષકો,
ધર્મ્ય[8] નિરાધારતણા પક્ષકો,
નીતિઢાલ ધારીએ, સ્વાશ્રય સ્વીકારીએ,
ધર્મધ્વજ ઉરાડીએ; મહાશ્રમે; દિ૦ય૦

૩

દિવ્ય દેહવાસિઓ, ઈશ્વર[9]વક્ષાંશિઓ,
મર્મ–અભિલાષી વૈશ્યો અમે.
વૃદ્ધિ કરીએ નિજ–પર–ધનને ગ્રહી,
સ્વ–પર–તણા અંતરાશયો લહી,
સમાધાન આણીએ, વ્યવહારશુદ્ધિ જાણીએ,
વદીએ મિષ્ટ વાણીએ, સઉને ગમે; દિ૦ય૦

---

૧ ઈશ્વરનામુખના અંશરૂપ. ૨ વાસ્તવ સુખ. ૩ યજ્ઞ, ઉપાસના આદિ કરવા અને કરાવવા. ૪ વેદાદિ ભણવાં અને ભણાવવાં ૫ દાન આપવાં અને લેવાં. ૬ ઇશ્વરના હાથના અંશરૂપ. ૭ દેહાસક્તિ વિનાના સાધુજનો અને જ્ઞાનિજનો ૮ ધર્મથી સ્વીકારવાયોગ્ય. ૯ ઈશ્વરની છાતીના અંશરૂપ.

૪

દિવ્ય દેહવાસિઓ; [૧૦]ઈશ્વરપાદાંશિઓ,
કર્મ-અભિલાષી, થશો અમે.
સેવાવ્રત કઠિન તે સ્વીકારીએ,
પરપ્રતિકૂલતા સહજ વિદારીએ,
નમ્ર બની ઠારીએ,સ્વચ્છતા વધારીએ,
વ્યવસ્થા પ્રસારીએ, સદુદ્યમે; દિવ્ય૦

---

૧૦ ઈશ્વરના પગના અંશરૂપ.

# નોકર અને મિયાં.

પાત્રો: નોકર અને મિયાં.

## પ્રવેશ ૧.

સ્થળ: રસ્તો.

નોકર—( પ્રવેશતાં વાર ) બસ, મેં વોહી ખ્યાલ કર કહા હું કી
આભ દેખા ઔર આબો હવામેં બી કદમ ભરી,
ફીરબી કીધરબી મિલત નાહિં, કમબખત યે નૌકરી.
ઝાડ દેખા પ્હાડ, દેખી ઝમીં મટ્ટી ઠોકરી,
તૌબી મિલત ના હાય! મુઝ જૈસી મુલાયમ નૌકરી.
મિલત બેટા, મિલત બેટી, મિલત ડોસા–ડોકરી,
લેકિન નહિ સારી જહાંમેં બી મિલત કહીં નૌકરી.
તૌબા, તૌબા, તૌબા, મેં વોહી ખ્યાલ કર રહા હું કી
કુક્કટ જિના જાનો ઇસીકા, જો વ નૌકરવાન હે,
નૌકર ન દુનીયામેં તો ઇસ્સે અચ્છા કબ્રસ્તાન હે;
રખન બંદર, રખત ઉંદર જો બડે અક્કલવાન હે.
નૌકર નહિ જો રખત વો આ-દમી યા હેવાન હે,

નૌકરી જેસી અચ્છી ચીઝ ઔર હે કોન? ઇસ લીયે તો ખુદા દુનીયામેં ઇસીકી બઢતી કર રહા હે! ખુદાકી માફક સારી આલમમેં વો તો હરદમ રહેનેવાલી હે.

મર ગઈ તારા સીતા ઓર મર ગઈ મંદોદરી, (૨)
છોટી સતી સબ મર ગઈ, ના મરત બડી સતી 'નૌકરી.'
મગર મેરી પ્યારી નૌકરી! મેં કહાં ઢુંઢું નૌકરી! તુઝે કહાં

કહાં ઢુંઢું ? સબ ઠીકાને મેં દેખ આયા. ઈધર ભી દેખા, ઉધર ભી દેખા, ગાંવમેં દેખા, પાંવમેં દેખા, છપ્પરમેં દેખા, ખપ્પરમેં દેખા, મુલિમમેં દેખા, ચીલમમેં દેખા, પુલમેં દેખા, ચૂલમેં દેખા, સંદુકમેં દેખા, બંદુકમેં દેખા, અંગરખેમેં દેખા, પગરખેમેં દેખા,—જ્યાદા ક્યા કહે, બહારમેં, અંદરમેં, કંદરમેં, બંદરમેં, મંદરમેં, સમંદરમેં, કલંદરમેં, જલંદરમેં, ભગંદરમેં, દટંતરમેં, સીકંદરમેં, મછંદરમેં. સબ ઠીકાને દેખા, મગર.

હાય હાય રે નૌકરીકા મૌકા ન પાયા,
સારી દુનીયામે ઘુમકે આયા રે— હાય૦

મગર બસ, ચાહે વૈસા હોય, તો ભી આજ હી નૌકરીપેં લગ જાના. લેકીન હાં—અબ ખ્યાલ કરના ચાહીએ કી નૌકરી કીસ તરાંસે કરની ? માલીક જો કહે વો સબ કુછ કરના ? નહિ, નહિ, માલીકપેં ભી કુછ માલીકી રખના વો તો આઝકાલકા સુધારા હે. તો ફીર કયા કરના ? ખ્યાલમેં આ જા. તદબીર ! ખ્યાલમેં આ જા. (જરા વિચારી) આ ગઈ, ખ્યાલમેં તદબીર આ ગઈ. જો માલીક હોતે હે, ઉનકુ બોલનેકી બડી આદત પડ જાતી હે. ખાલી ટીકટીકારા કરના તોહી ઇનકા રોઝગાર હો જાતા હે. તો વૈસા કરના કી બહેરા બન જાના,—

ઔર હરદમ અપને દિલકે ખ્યાલમેં હિ ડોલના.
સો દફે બુલવાય તો એક હી દફે ફિર બોલના.
મૌજસે દિલમેં હી ખ્યાલે—સુતર હરદમ ત્રુનના.
સો હરફ બોલે તો પીછે, એક હરફ હી સુનના.

યે ઠીક હે. ઇસસેં અપનકું આરામ મીલ જાયગા. ઔર વો બોલના ભુલ જાયગા. બસ, અબ કીધર ભી ન જાઉં. ઇસી જગાપેં નૌકરીકું બુલવાઉં. ચલી આ, નૌકરી ચલી આ.

ના મિલે જો નૌકરી તો ખૂનકા પાની કરૂં,
નૌકરીકી જાનપર બસ યાંહિ કુરબાની કરૂં.

(એક બાજુએ જઈ બેસવા જાય છે, ત્યાં અંદરથી સંભળાય છે.)

**મિયાં** : (અંદરથી) બુમ રહે, હમ બુમ રહે, નૌકરકી ખાતર બુમ રહે.

**નોકર** : (ચમકીને) અરે યે મધ જેસા મીઠા ઔર મોંમ જેસા મુલાલાયમ પાવાઝ કહાંસે આયા ? (અંદર જોઇને) હાં કોઇ ખધર કી આ રહા હે. આને દો, આને દો.

**મિયાં**: (ગાતા ગાતા આવે છે.)

બૂમ રહે હમ બૂમ રહે, નૌકરકી ખાતર બૂમ રહે;
કહીંભી પત્તા મીલતા નાહિ, નૌકરકી સુરતપેં ધૂમ રહે; નૌ૦
આઇગો પ્યારે નૌકર આઇગો, કહાં હમ રહે કહાં તુમ રહે: નૌ૦

કસમ ગંગાજી કે, મેં ઝુઠ નહિ કહતા
નૌકર નહિ મિલતા કહીં, નૌકરકી બુમાબૂમ હે,
હો ગયે નૌકર ખતમ સબ, કયા ખુદામાલૂમ હે.

કયસા ઝમાના બિગડ ગયા !
મિલતી રોટી દાલ ઔર મિલતા ઘીશક્કર,
લેકિન નહિ કહિંભી મિલે, ટુકડા નૌકર.
ચાંચડ મિલત, માંકડ મિલત, ઔર મિલત જુ, મચ્છર,
સારી જહાંમે ઢુંઢા તો ના મિલા કોઇ નૌકર.

કસમ ગંગાજી કે, જૂઠ નહિ બોલતા, સભી દેસમેં સે અભી ચલા આતા હું. કીસીભી જગાપેં નૌકર નહિ મિલતા. નૌકર બગર જીંદગી કયા કુછ જીને લાયક હે ? મુસાફરીમેં મઝા નહિ આતી હે. નૌકર બિના મેં કીસકી સાથ બાતાં કરૂં, નૌકર સિવા મેં કીસકીસાથ પીઉં, ખાઉં ઔર ગાયનકી લિજ્જત ઉડાઉં ? અફ્સોસ, મેં નૌકર સિવા કીસકી સાથ મીઝાઝ કરૂં, કીસકું મેં મેરી આંખોકા નૂર દીખાઉં ? નૌકર સિવા મેં કીસકું બુલાઉં, કીસકું હસાઉં, કીસકું ખીલાઉં ! અય પાકપરવરદીગાર !

મેરી ઝમીં જોરૂ અરૂ, સબ બાલબચ્ચે બેચ દે,
લેકીન તું નૌકર, ઓ ખુદા ! અભ્ભીકા અભ્ભી ભેજ દે.

ખુદાવંદે કરીમ ! ચાહા મેરા જી લે લીજીયે, મગર મુઝકો નૌકરકા માલીક બનવા દીજીયે, જીસસેં મેરી ચંપી તો કરવાઉં.

( બીજી તરફ જુએ છે તો નોકર હવામાં ચંપી કરવાના ચાળા કરી રહ્યો છે. તેનાપ્રતિ જોતાં સ્વગત ) અબે યે કૌન હોગા ? ખુદા કરે આર યે મેરા નૌકર બન જાય તો મેં ખુદાકું છાબ જૈસી બડી રોટી ચઢાઉં.

**નોકર** ( સ્વગત,–ચંપી કરતાં ) મેં ભી વોહી ખ્યાલ કર રહા હું. મેરેકું નૌકર રખે તો મેં ખુદાકું આભ જૈસી રોટી ચઢાઉં.

**મિયાં:** ( સ્વગત ) મેં પૂછું તો સહી, હૈ ઔર, યા મેં હુંઢતા હું વોહી હે વહી. ( નોકરને ) અબે બચ્ચે ! તું કૌન હે ? ( નોકર સાંભળતો નથી. હવામાં જોરથી ચંપી ચલાવ્યા કરે છે. ) અબે એ જુવાન ! તુમ કૌન હો ? કહો તો સહી. ( જવાબ નથી મળતો.) યે તો સુનતા નહિ મેરા, ક્યા વો મુગા હે યા બહેરા ? ( તેને ખભેથી ઢઢોળી મોટેથી બૂમ પાડતાં ) અબે ઓ ભાઇ ! તું હે કોન ?

**નોકર:** ( ચંપીની ધુનમાં ગાઇ ઉઠે છે. ) .

એજી મેં દિવાના ખ્યાલકા મુઝે કોઇ ન છેડો બે.–કોઈ ન છેડો બે...( જોરથી ચંપી ચલાવવાના ચાળા કરે છે. )

**મિયાં:** અબે યે ક્યા કર રહા હે ?

**નોકર:** મુઝે મત બુલાઓ, મેં ખ્યાલ કર રહા હું ?

**મિયાં:** મગર યે હાથસેં ક્યા કરતા હે ?

**નોકર:** દેખતા નહિ ! હુઝુરકી ચંપી કર રહા હું ?

**મિયાં:** મગર તેરા હુઝુર હે કહાં ?

**નોકર:** ( ચમકીને ) હેં ! મેં વોહી ખ્યાલ કર રહા હું. માફ કીજીયે સરકાર, હરદમ મુઝે માલીકકી ચંપી કરનેકી આદત પડ ગઈ, તો અબ ચંપી કીયા બિનાહાથકું ચેન નહિ પડતા, તો વો

વૈસાહી ચંપી કરને લગતા. મેરે ચંપી કરાનેવાલે માલિક! તુમ સબ કહાં ચલે ગયે!

**મિયાં:** (સ્વગત) યે બડા અચ્છા નૌકર માલુમ હોતા.

**નોકર:** સરકાર! આપ કૌન હો?

**મિયાં:** જીસકું કીસીકી નહિ હે દરકાર, વૈસા નૌકરકી તાલાશમેં નીકલા હુઆ સરકાર. નૌકર તો બહોત ભી મીલતે, મગર અચ્છી નૌકરી કરનેવાલે નહિ મિલતે.

**નોકર:** જી હાં સરકાર! મેં વોહી ખ્યાલ કર રહા હુંકી અચ્છે નૌકરી કરાનેવાલે નહિ મિલતે.

**મિયાં:** તો મેરે વહાં નૌકરી કરના હે?

**નોકર:** (સ્વગત) ઇસી લીયે ઇધર ઉધર, સભી જગાપે ફીર રહા,
નૌકરી કહાં પર મિલે મેં ખ્યાલ વોહી કર રહા.
(પ્રકટ) મેરે મુલ્કમશહુર સરકાર! આપકા મેં હું તાબેદાર.

**મિયાં:** તો ઠીક. મગર દેખ, મેરા મિઝાઝ સમાલના પડેગા, મેરી ચંપી કરના પડેગા, કુછ ગાના સુનાના પડેગા, કુછ નાચ કરના પડેગા, મેરા ખાના પકાના પડેગા, ઔર સુન! મુસાફરીમેં મેરી સાથ આના પડેગા.

**નોકર:** ક્યા હુઝુર! આપકી સાથ ખાના પડેગા?

**મિયાં:** (મોટેથી) અબે મેરી સાથ આના પડેગા.

**નોકર:** જૈસા હુકમ.

**મિયાં:** અબે કહે તો સહી, યે છોટી ઉમરમે તું બહિરા કયસેં હો ગયા?

**નોકર:** (શરમાયા જેવા થઇ) હુઝુર, બેઅદબી માફ. મગર પહીલે કે મેરે માલીકોંકે મુંસેં મેરી હરદમ તારીફ સુન સુનકર યે કાનમેં ધાક પડ ગયા.

**મિયાં:** તો અબ બોલ, તેરા અચ્છા અચ્છા નામ ક્યા?

**નોકર:** મેરા દો કામ: આપકી નૌકરી, ઓર ફીર આરામ.

**મિયાં:** (મોટેથી) અબે મેં તો પૂછતાં હું તેરા નામ, મેરી જુતીકા ( ગુલામ ! )

**નોકર:** ( હાથ જોડી વિનયથી ) હુઝુર, આપકી આગે દુસરા કૌન નામ દેનેવાલા હે, વો મેં દેખું તો સહી.

**મિયાં:** ( ફુલાઇને ) હાં, ઠીક કહા. તૌભી તેરા નામ બોલ; મેરી રજા હે.

**નોકર:** નહિ જી, પહીલે આપકા નામકી તશરીફ લાઇએ.

**મિયાં:** (જોરથી) કસમ ગંગાજી કા, મેં જૂઠ નહિ કહેતા, મેરા નામ સેરખાં.

**નોકર:** (તેવીજ રીતે) મેરા નામ દોસેરખાં.

**મિયાં:** મેરા નામ પાંચ સેરખાં.

**નોકર:** નહિ જી, આપ મેરી હાંસી કર રહે હો. આપકા સચ્ચા નામ મેં જાન ગયા. હાં......

**મિયાં:** તો બોલ; મુઝકું નામ ક્યા દીયા ?

**નોકર:** આપકી સીકલ કહ દેતી હે કી આપકા નામ—બુઢ્ઢુ મીયાં !

**મિયાં:** ક્યું બે કાફર ! કુછ સાઠ—પાંસઠ બરસમેં બુઢાપા આ જાતા હે ? બતાદે, બતાદે કહાં હે મેરેમેં બુઢાપા ?

**નોકર:** તો ફીર આપકા નામ સેરખાં સહી.

**મિયાં:** અબ કેસા ઠીકાને આ ગયા ? અબ તેરા સચ્ચા નામ બોલ. મુઝે યે માલુમ હોતા કી તેરા નામ અચ્છા નહિ હોગા તો ફીર મુઝે બદલના પડેગા.

**નોકર:** જી નહિ હુઝુર, મેરા નામ બડે મઝેદાર હે. [(સ્વગત) ઇનકા નામસેં કુછ જ્યાદા બઢકર નામ કહેના ચાહીએ. મગર મેરા જનમ અવ્વલકા નામ કહું યા પીછેકા ?

**મિયાં:** તો કહ દેં મેરા બચ્ચા, કી ચ્યાં તેરા સચ્ચા.

**નોકર:** તો સુનીયેઃ સો સિંહ, દોસો બાઘ, પાંચસો સાપ, હજાર

બીંધું, ઔર ઉપર મીર્યાં કૂંદકે કું...ઉઈ પ્યારી મિયાં. (સ્વગત)
તખલ્લુસ—મતલબી બહીરા.

**મીયાંઃ** છટ્, નહિ યે મુઝે નામ તેરા કબુલ, મેં દેતા હું તુઝે નામ બુલબુલ.

**નોકરઃ** (નમીને સલામ જેવું કરી) મુઝે હે મંજુર, મેરે ખાનદાન હુઝુર.

**મિયાંઃ** તો અબ ચલ, મુસાફરીકું જાના હે કલ. મગર
પહીલે મેરી અચ્છી ચંપી બના,
સુરીલા ઇસી સાથ ગાના સુના.

(ચંપી કરાવવા બેસે છે.)

**નોકરઃ** ચંપી કરૂં ઐસી દિલ હુવે કુલકુલ.
સુનીયે કેસા ગાતા યે આપકા બુલબુલ.

(ગાય છે.)

ચંપી કરૂં અચ્છી, અચ્છી કરૂં ચંપી, ચંપી કરૂં અચ્છી અચ્છીજી.
ચંપી યે હિન્દી, ચંપી ગુજરાતી, ચંપી યે ચખીયે કુચ્છીજી.
પાઉ મેં તોડું, તોભી નહિ છોડું, જાલમેં જેસી મચ્છીજી.

(પડદો પડે છે.)

---

## પ્રવેશ ૨ જો.

---

પાત્રોઃ નોકર, મિયાં અને ચોકીવાળો.

---

સ્થળઃ મુસાફરખાનું.

---

**મિયાંઃ** દેખ ભાઇ! અપન આ ગયે. પરદેસમેં બડા સમાલ કે રહેના (નોકર સાંભળતો નથી, તેથી મોટેથી) સુનતા નહિ કયા? ઇસકી સાથ બાત ભી ક્યા કરેં? બડા બહીરા, બડા બહીરા. અબે એ ઉલ્લુ! સુનાયા નહિ?

નોકરઃ સુના! કહાં હે સુન્ના! મેં સુન્ના હો ગયા તોભી મુઝે સુન્ના બહોત ગમતા. લાઓ, લાઓ, લાઓ, મેરી ગઠડીમેં રખ દઉં, યામેરી પઘડીમેં રખ દઉં.

મિયાંઃ (ચીડાઈને) બડા બહીરા. ચુલેમેં પડી તેરી ગઠડી ઔર પઘડી.

નોકરઃ (જરા ચમકી મોં સામું જોઈ) બીગડી, બીગડી, ક્યોં સીકલ બીગડી! સુના આપકું લેના હોવે તો આપ લીજીએ, મગર સીકલ કયું બીગાડતે હો?

મિયાંઃ ખુદાને બદેકી સીકલ હી ઐસી બનાઈ હે. અબે સુન, સુન.

નોકરઃ (સ્વગત) હં અબ કૈસા ખુન ખુન ખુન કરને લગા!

મિયાંઃ અબ ઇધર ડેરનેકા

નોકરઃ કયું?

મિયાંઃ યે મુસાફીરખાના હે.

નોકરઃ કયું, ફીર ખાના હે?

મિયાંઃ બડા બદમાશ. ખાનેકા હી સુઝતા હે, ઔર કુછ નહિ. (મોટેથી) અબે ઇધર ડેરનેકા હે. અબ તો શામકી ઝાંખ પડ ગઈ.

નોકરઃ (ચમકીને) હેં હુઝુર! કીસકી સાથ આંખ લડ ગઈ?

મિયાંઃ (કપાળે હાથ અડાડી) તેરી સાથ. મેરા ભી કહાં ભોગ લગા કી મેને તુઝકુ નોકર રખા? (મોટેથી) અબ તો રાત પડેગી તો યાંહી ડેરેંગે.

નોકરઃ તબ વૈસા સાફ સાફ બોલ દોને. મેં ભી વો હી ખ્યાલ કર રહા હું. તો ચલો અબ, ખાનેકી કુછ—

મિયાંઃ (એક તરફ જોઈ) દેખ બે, કોઇ આતા હે.

નોકરઃ કોઈ ખાતા હે? કોન ખાતા હે? કયા ખાતા હે? કાહેકું ખાતા હે? કીસકા ખાતા—

મિયાંઃ ચુપ, બકબક મત કર. (નવો માણુસ આવે છે, તેને નમીને

સલામ કરીને ) આઇયે, આઇયે, બેઠીએ, બેઠીએ. ( નોકરને ) બીછોંના લાવ ?

**ચોકીદાર :** નહિ. નહિ, કંઇ જરૂર નથી.

**નોકર :** હાં હુઝુર ! વો તો બડે અશરાફ માલુમ હોતે હૈં. આપકી સામને નહિ બેઠેંગે, ( સ્વગત ) ઉંટકી માફીક ખડે રહેંગે.

**ચોકીદાર :** તમે લોકો રાત અહિં રહેવાના છો ?

**મિયાં:** હાં, ઇરાદા તો વૈસા હે. રાતભર પડે રહેંગે.

**નોકર :** ( વચમાં ) નહિ હુઝુર ! ખડે કાયકું રહેવે ? બડી મઝેસેં સો જાએંગે.

**મિયાં :** ( તેના તરફ લક્ષ ન આપતાં ) સબેરમેં જાનેકા બિચાર હે.

**ચોકીદાર :** તમે જાણો છો ? આ ગામ ઠગનું છે; અહિં ચોર લોકોની વસ્તી છે. મુસાફરોને કોઇવાર હેરાન કરે છે; માટે જાગતા રહેજો સંભાળજો, ગફલત ન રાખશો.

**મિયાં:** ઐસા? બહોત અચ્છા કીયા, તુમને કહા તો. હમ હોંશીયાર રહેંગે.

**ચોકીદાર:** ઠીક, તો ધ્યાન રાખજો. ( જાય છે. )

**નોકર:** ( ચોકીદારના ગયા પછી ) હુઝુર ! વો કોન થા ? અપનકું બુલાને આયાથા–ઉનકે ઘરપેં ? તો ચલીયેના–ગઠડી મેં લે લઉં. જી હાં જીનાબ, કીસીકુ નારાઝ મત કરના.

**મિયાં:** અબે ઉલ્લુ, વો તો ગામકા ચોકીવાલા થા.

**નોકર:** ડોકીવાલા ?-ડોકીવાલા તો મેં ભી હું, તુમ ભી હો.

**મિયાં:** (મોટેથી) અબે ચો—કી—વા—લા.

**નોકર:** માફ કરના, આપકું યેહી બડી ખરાબ આદત હે. પહીલેસેં સાફ સાફ બોલના નહિ. ઔર પીછે નાહક કીલકીલાટ મચાના. મગર હુઝુર, વો ચોકીવાલા કયા બકતા થા ?

**મિયાં:** વો બોલાકી યહાં ચોર આતા હે, રાતકું સમાલના.

**નોકર:** (સ્વગત) મેરા બાપ, કયા ચોરકા હોગા મિલાપ ! ( પ્રકટ ) ચોર ? અબે ચોર કયા કરનેવાલા ? મત ડરીયો હુઝુર ! મેં

ચોરકું હી ચુરા જાઉં વૈસા હું. સુનીયે. એક દફે ઐસા હુવા કી એક જંગલમેં હમ અકારે ભઈ અકીલે જા રહેથે. ઔર જહાં જંગલકી બીચમે આયે તો સામને દેખાકી દો કાલીઓંકી ઝુમુ-મકી ઝુમુમ ચલી આતી હે. હમ ઇસકા ઇરાદા જાન ગયે. સામને આતેઇ ઝટાપટી સુરૂ હુઈ, તો કાલી ભાઇકી ડાંગાં, ઔર મીયાંભાઈ કા ટાંગા, કાલીભાઇકે ઝરડે ઔર મીયાંભાઈકે બરડે-ઐસે મારે, ઐસે મારે કી સાલે જનમભર યાદ કરેંગે,-ફીર, ઓ લોક ઠગ ગયે, ઔર હમ ભગ ગયે. વૈસા હે. ઉસ બાસ્તે આપ બેફીક્ર રહો.

**મિયાં:** હાં ભાઈ હાં, મેં તેરી બહાદરી ખુબ જાનતા હું. અબ તું એક કામ કર. મેં ઇધર બિસ્તર બિછાતા હું, તું જા કે એક પય-સેકા દુધ લે આ, તો અપન દુધ રોટી ખા લેવેં.

**નોકર:** મેં વોહી ખ્યાલ કર રહા હું. (જરા વિચારીને) તો આપ દુધ લેનેકું જાઇએ. મેં જાઉં, ઔર કભી ચોર આકે આપકું ચુરા જાવે, તો ફીર મેરે કું અકીલા દુધ રોટી ખાની પડે. વો કુછ નેક બાત નહિ. તો આપ જાઇએ. પીછે મેં આપકી ચંપી કરૂંગા.

**મિયાં:** (મીજાજથી) નહિ, તું જા, અભીકા અભી.

**નોકર:** અચ્છા, તો ફીર એક રૂપયા લાઓ.

**મિયાં:** રૂપયા કાયકું ?

**નોકર:** ક્યું ? ગાઉમેં જાવે તો કોઈ ગરીબ ગુરબા મીલ જાવે તો ઉનકું આપકે નામપેં ખેરાત-અજી આપકે નામકી ખાતર ખેરાત કરના પડે, કોઈ તમાશા ચલતા હોવે તો વહાં કુછ દેના પડે, કોઈ અચ્છી ગાનેવાલી હોવે તો—

**મિયાં:** અબે બેવકુફ ગદ્ધા ! દુધ લે કર આ. કીસીકું કુછ નહિ દેનેકા; લે એ પયસા, દુધ લેકે આ. (પૈસો આપે છે.)

**નોકર:** કભી એક પેસેકા અચ્છા દુધ ન મિલા તો ?

**મિયાં:** ન ક્યું મિલે ? જા, લે આ.

**નોકર:** કભી એક પયસા પડ ગયા તો ?

**મિયાં:** પડ ક્યસે જાવે, ચમડા તોડ ડાલું. યે દુકાન સામનેઈ હે. વહાંસે લે આ.

**નોકર:** તો દો પયસા તો દો; એક આપકે લીયે ઔર એક મેરે લીયે.

**મિયાં:** ( કંટાળતા ) ઉહુંહુંહું. ( બીજો પૈસો આપીને ) જા, અઅઝહ લે આ. ( નોકર જાય છે. ) તૌબા હે, ઐસે નોકરસેં. ચલ, અમ બિસ્તર બિછાકે કુછ આરામ લઉં. ( પથારી પાથરવા માંડે છે ત્યાં. )

**નોકર:** ( આવીને ) હુઝુર ! એક દો પયસે ઔર દો.

**મિયાં:** ક્યું ?

**નોકર:** દુધમેં શક્કર ચઇયેગી ના ?

**મિયાં:** શક્કરકી કુછ ઝરૂર નહિ. ઈસસેં પેટકે નલેમે બિગાડ હોતા.

**નોકર:** મગર ગલેમેં અચ્છા લગતા.

**મિયાં:** ખાલી દુધ લે આ, દેર હો જાતી હે. ( નોકર જાય છે પછી ) આજકલ લોગોકું ખાનેકા બડા ચડસ બઢ ગયા. પયસા ન હોવે તૌભી અચ્છા ખાનેકા ચહીએ.

ઘરમેં હોવે નાહિ, ઇસ્કામત ફુટી ઠીબકી,
તૌભી ચૈયે મીઠાઇ, વો બડી ખરાબી જીભકી.

ચલો, અમ બિસ્તરમેં કુછ લેટેં. ( સુવાની તૈયારી કરે છે અને કંઈ ગાયન ગણગણે છે. )

**નોકર:** ( આવતાં આવતાં મોં બગાડીને ) બડી તકલીફ, બડી તકલીફ, બડી તકલીફ.

**મિયાં:** ( બેઠા થઇ ) ક્યું આયા ? દુધ લાયા ?

**નોકર:** જી નહિ, મેં યહાંસે ખ્યાલ કરતે ચલા ગયા, મગર લોટા લેનેકા ભૂલ ગયા.

**મિયાં:** અચ્છા, તો લોટા લે જા.

નોકર: હુઝુર ! દો પયસે દીજીયે.
મિયાં: (ચીડાઇને) દો પયસે ? કાયકું ?
નોકર: સુનીયે જીનાબ, આપ ખાલી ખોફ કર રહે હો, મગર બાત યે બની કે મેં ઇધિરસેં ચલા—
મિયાં: તો જલ્દ બોલ દે, ફીર ક્યા હુવા ?
નોકર: ઐસા ? તો આપ જલ્દ સુનીયે. (ઝડપથી બોલે છે.) મેં યહાંસે જલ્દ ગયા, તો જલ્દ દુધ પડીયે મેં લે લીયા, ઔર જલ્દ દો પયસે દે દીયા, ફીર જલ્દ લોટને લગા તો જલ્દ મુઝેં માલુમ પડા કી કમબખ્ત પડીયા કાના હે, ઔર ઇસમેંસેં જલ્દ દુધ ચલા જાતા હે, તો મેને જલ્દ ખ્યાલ કર લીયા ઔર જલ્દ ઉસકું પી ગયા, ઔર જલ્દ ઇધિર ચલા આયા. ખાલી યે બાત બની. અબ આપ જલ્દ પયસે દો તો જલ્દ જા કે મેં લે આઉં.
મિયાં: (અકળાઇ) મેરી ભી કહાં કમબખ્તી લગી કી મેંને તુઝે નૌકર રખા.
નોકર: મેં વોહી ખ્યાલ કર રહા હું.
મિયાં: (પૈસા આપતાં) લોટા લે કે જા, ઔર દુસરા લે આ.
નોકર: (લોટા લઈ, તેને માથે મૂકી લહેકા સાથે ગાય છે.)

ખોફ છાંડો સાંવરીયા મેં ભરૂં ગગરી,
ભરૂં ગગરી, મે તો કહતા ફગરી; ખોફ૦
દુધ મેં લા દઉં, આપકું પીલા દઉં,
મત સોચો મિયાંજી, જો બની બીગરી; ખોફ૦

(દોડી જાય છે.)

મિયાં: (હા હા હા—હસીને) વાહરે મેરા બુલબુલ, તેરેપેંસેં ડુલ કરૂં મેં તેરી દુધકી ભૂલ. ઉસને ગાના ગાકે મેરા દિલહિલા દીયા. અબ મુઝકું ભી કુછ છેડના પડેગા. (કાને હાથ દઈ તાન મારે છે ને પછી ગાય છે.)

મઝા દેતા હે ક્યા યાર, યે નૌકરી કરનેવાલા,

ઉસકા—ગાના સુનતે હી બાર, મેં હો ગયા ગીરફતાર,
મેરા નોંકર પ્યારે દિલદાર,'તું કભી ન મરનેવાલા; મઝા૦

**નોકર:** ( આવીને સ્વગત. )
જાતી બખત મેંને અજબ કુછ ખ્યાલ દિલસેં કર લીયા,
આતી બખત પી દુધ થોરા, લોટા જલસેં ભર દીયા.

**મિયાં:** ( ગાતા હોય છે. )
મઝા દેતા હે ક્યા યાર, યે નૌકરી કરનેવાલા.

**નોકર:** ( પ્રગટ થઇને )
લો દુધ યે લિજ્જતદાર, ચાહે જી લે લો સો બાર,
તુમ પહીલે નહિ સરકાર, મેં પેટ ભરનેવાલા;
લીજીયે, લીજીયે, યે દુધ પીજીયે, ઔર મુઝકું ઈનામ દીજીયે.

**મિયાં:** ( દુધ જોઈ, તેને સુંઘી જોતાં મોં બગાડી ) યે ક્યા લાયા ? ઈસમેં તો બકરીકે દુધકી બદબો આતી હે.

**નોકર:** તો કયા હુઝુર ! પયસેકા દુધમેં કુછ ગુલાબકા અત્તરકી ખુશબો આ જાય ;

**મિયાં:** ( ફરી દુધ જોતાં ચીડાઇ ) અબે દો પાઉકે ખચ્ચર, ઈસમેં દેખ, યે મગતરા હે યા મચ્છર !

**નોકર:** ( લહેકાવીને ) તો ખ્યાલ કીજીયે મેરે હુઝુર, યે પયસેકા દુધમેં મચ્છર ન હોવે તો કયા કુછ હથ્થી ઘોડા હોવે ? વો તો નીકાલ દેતા થા, મગર મેંને કહા રહેને દો, મેરા માલિક બડી અચ્છી તરાંસે નીચોડ નીચોડ કે લે લેગા, તુમકુ વૈસા નહિ આયગા.

**મિયાં:** તો ક્યા મુઝે યેઈ ખાના પડેગા ? કીસ્મત !
સચ્ચે સચ્ચી બોલ મેરા યે દુધ બરાબર જોખા હે ? (૨)

**નોકર:** જોખા હે, ઓર ચોખા હે, યે દુધ અપનકા દોકા હે. (૨)

**મિયાં:** જા, દસ્તરખાન બીછા. ( બન્ને ખાવા જાય છે. )

## પ્રવેશઃ ૩

પાત્રોઃ નોકર, મિયાં, ચોર

સ્થલઃ એજ મુસાફરખાનું.

**નોકરઃ** (પ્રવેશતાં) અંધેરેમેં ખાનેકી બડી બઝા આતી હે. રોટીપેં રોટી, રોટીપેં રોટી, રોટીપેં રોટી, બસ ચલી સો ચલી. એક ઉનકું દીયા, દો મયને લીયા, દો ઉનકું દીયા, ચાર મયને લીયા, બસ જિસતીસ રીતસેં નીકાલ કર દીયા, ચાર અંધેરેમેં ગીન સકે ભી કીસતરાંસે? અંધેરેમેં આદમી એકીદમ એક નીવાલા ખાતા યા દસ, વો ભી કોન જાન સકતા હે? હેં?

**મિયાંઃ** (અંદરથી) અબે બુલબુલ! કહાં ગયા?

**નોકરઃ** ખુદામાલુમ, ખાનેમેં કયા આતા હે કી ખાનેપર આવાઝ ભી બદલ જાતા હે. મિયાં કેસે ઘુઘરને લગે.

**મિયાંઃ** (બહાર આવીને) અબે હેમક! સુનતા નહિ કયા? દેખ, અબ પહીલા અપના સામન ઇધિર લા કે રખ, ઔર વો સામની જગાપેં ઘોડેકું બાંધ દેકી જીસસેં અપની નઝર રહેવે. (નોકર બધો સામન લાવે છે, અને ઘોડો પણ બાંધે છે.) દેખ, યે ઘોડા કયસા હે વો જાનતા? ૫૦૦ રૂપયે દીયે ઉનકે સાફ સાફ, ઔર નામ રખ લીયા અશરાફ. ઇસકી અસલ ઓલાદ અરબસ્તાનમેં રહા, વાંસે ઉનકા બછેરા મુલતાનમેં આયા, ઉનકા બછેરા સુલતાનમેં આયા, ઉનકા બછેરા જીનતાનમેં આયા, ઉનકા કીરસ્તાનમેં, ઉનકા આસમાનમેં, ઉનકા કંતાનમેં, ઓર ઉનકા યે હિન્દુસ્તાનમેં આયા.

**નોકરઃ** અબ મુઝે ખ્યાલ આતા કી ઇનકા બછેરા જરૂર સમસાન તલક પહોંચ જાયગાઃ હુઝુર તબ ઉનકું તો ખૂબ સમાલના પડેગા.

**મિયાંઃ** મેં વોહી કહ રહા હું. રાતકી વખ્ત ઉનકે ઉપેં ખૂબ ધ્યાન રખના.

**નોકરઃ** હુઝુર! મુઝે યે ખ્યાલ આતા કી ઉનકે ઉપેંઇ રાતભર આપ સો રહો તો ક્યા હરકત હે? મેં ઉનકા પૂંછ પકડકે બેઠુંગા.

**મિયાંઃ** તું તો ગધા હે. અબ સુન. આધીરાત તો હુઇ. અબ ઐસા કર. દો ઘંટે તું સો, દો ઘટે મેં સુઉં, દો ઘટે તું સો, દો ઘટે મેં સુઉં, તો વૈસે રાત નીકલ જાયગી. તો પહીલા તું સો જા.

**નોકરઃ** જી નહિ, હુઝુર, મેં આપકા ગુલામ સો જાઉં, ઔર આપ જગે, વૈસા તો કભી ન હોવે. આપ બે ફિક સો જાઇએ. મેં મશાલકી માફીક સારી રાત જગતા રહુંગા ઇસ મેં હે કયા?

**મિયાંઃ** અબે ભાઇ! તું છોટા હે, તો તુઝે નિંદ આયગી. તો પહીલા તું સો.

**નોકરઃ** જી નહિ. આપ દેખો તો સહી, મેં કયસા જગતા હું યહીં. હુઝુર! કભી કભી તો મેં સોનેકાઈ ભુલ જાતા હું.

**મિયાંઃ** મગર તું જગતા યા નહિ, વો મેં કયસેં જાનુંગા?

**નોકરઃ** આપકુ મેં ખબર દુંગા, બરાબર.

**મિયાંઃ** તો પહીલા મેં સોતા. દેખ, હોંશીયાર રહેના.

**નોકરઃ** અજી હોંશીયાર, ખબરદાર, અકલદાર, સુબેદાર, મઝેદાર, જમાદાર, સબ કુછ મેં રહુંગા. અબ આપ અયશમેં સો જાઇએ. મેં ચંપી બનાઉં, ઔર કુછ ગાના બી સુનાઉં.

**મિયાંઃ** અય પાક પરવરદીગાર! મુઝે ચુરા જાના મગર મેરે ઘોડેકુ સલામત રખીઓ. (બોલતાં સુઇ જાય છે.)

**નોકરઃ** (ગાતો ગાતો ચંપી કરે છે.)

શુકર ગુઝારો, તુમ હરદમ હઝારો, પરવર દિગાર! યે માલિક ઉપર,
સોનેકા બિસ્તર દીયા ઇધર ઔર, ઉધર બી દેના અચ્છી કબર;—
પયસે મુઝે દો જિસ્સે ઉઠાઉં મેં, માલિકપર લંબી ચૌડી ચદર;—

( મિયાંના કાનમાં મોટેથી બૂમ મારે છે.) હુઝુર ! મેં જગતા હું. ( મિયાં એકદમ ચમકી ઉઠે છે, તેને) બસ, અબ આપ સો જાઇએ. વો તો મયને આપકું ખબર દી કી મેં જગતા હું. ( મિયાં સુએ છે, નોકર પાછું ગાયન ચલાવે છે. )

શુક્ર ગુઝારો તુમ હરદમ હઝારો, પરવર દિગાર ! યે માલિક ઉપર,
રાતમેં થોડાકું છોડા કે જાયગા, (તો) મિયાં કરેગા હાય અલ્લા
અકબર; શુકર૦

મિયાં સો ગયે માલુમ હોતે. માલીકકી તબીયત ઉડાના વો બડા ભારી કામ હે. ચંપી કરકે મેરે પાઉં થક ગયે ! આજ તો ખૂબ ખાના ઉડાયા તો અબ કુછ ઘેન લગતા. મગર હાં, હુઝુરકું ખબર દેના ચાહીએ. ( મિયાંના કાનમાં) હુઝુર, મેં જગતા હું.

મિયાં: ( ચમકી ઉઠતાં ) અબે કાયકુ હેરાન કરતા ? મેં જાનતા હું ( પાછા સુએ છે. )

નોકર: (ઉંઘની શરૂઆત થતાં ખ્યાલપર ચડે છે. ) મુઝે સો રૂપયે મિલ જાય—નહિ ૫૦૦ રૂા. મિલ જાય—હાં મિલા—તો બસ ચલા—ચલા—ગાડીમેં બયઠા—એ ગાડી ચલી—ધુંવેકી ગાડી ઉડાય લીએ જાય—ઓ હો યે ક્યા આયા ?—મુલતાન—નહિ, ગાડી ! આગે ચલો—અરબસ્તાન આયા—સુલતાન આયા—મહેમાન આયા—યે ગુલીસ્તાં સહર આયા, જહાંપર અકબર બાદશાહકી સાથ કૌરવ-પાંડવકી લડાઇ થી વો—યે બોસ્તાંકી સરહદ આઇ—યે બમન લોક સરાધ કર રહે હે—ગાડી ચલી—વો ક્યા આતા ? આતા હે, આતા હે—આયા—આયા—હિન્દુસ્તાન—આયા—આયા. ( છેલ્લા શબ્દો મોટેથી પુકારી ઉઠે છે. )

મિયાં: ( ચમકી ઉઠતાં ) કોન આયા ? કોન હે ? કહાં હે ? ( ફટારેલી આંખે આમ તેમ જુવે છે. )

નોકર: ( નરનાસથી ) હુઝુર ! મૈંય હું. યહાં હું.

મિયાં: અબે કમ બખત ! ચોર કહાં હે ? કહાં આયા ?

**નોકરઃ** નહિ જી, ચોર બોર કોઇભી યહાં નહિ. આપ સો જાઇએ. મેં જાગતા હું.

**મિયાંઃ** તો ખબરદારી રખ. (સુએ છે.)

**નોકરઃ** આપ બડે આરામસેં સો જાઇએ. (મિયાં સુએ છે.) ઉલ્લુ જેસેને મેરા ખ્યાલ બિગાડ દીયા. (ફરી ઝોકે ચઢે છે) અબ ચલો, અચ્છી જગાપેં–યે સહરારનકા બગીચા આયા–અહાહાહા, કેસે અચ્છે ઝાડ પાન ખીલ રહે હે–યે બડા ઝંગી પાનીકા ધોધ–યે અંજીરકા ઝાડ–કેસે અચ્છે અંજીર હે–ખાલો–ફીર નહિ મીલેગા–યે બદામ–યે સંતરે–તુમકુ કુછ નહિ દેગા–યે મેરા હય–મેં લાયા હું–યે અંગુર–તુમકું ન દઉંગા–કયા જોરસેં લેના હે?—નહિ–કભી ન દઉં–કયા હાથ ઉઠાતા–ન દઉં–ન દઉં ન દઉં–યે લે ગયા, લે ગયા. (મોટેથી બોલી ઉઠે છે.)

**મિયાંઃ** (એકદમ ઉઠી આમ તેમ દોડતાં) કયા લે ગયા? કયા લે ગયા? કોન લે ગયા?

**નોકરઃ** મેરી અંગુરકા લુમખા લે જાતા હે–મેંને હુંદા–કયા મેં અંગુર લે જાને દઉં?—

**મિયાંઃ** અબે બદમાશ? યહાં અંગુર કહાં હે?

**નોકરઃ** (સ્વગત) તો તુમ લંગુર તો હો. (પ્રકટ) મેરે ખ્યાલમેં બગીચા આયા. ઈસમેં સેં અંગુર ખાતા થા, તો મેરે હાથમેં સેં કોઈ ઝુંટા જાતા થા. તો કયા, મેં વૈસા હી દે દઉં?

**મિયાંઃ** તેરે ખ્યાલમેં આગ ઉઠે રે ગદ્ધા! મેરેકું નાહક ચમકા દીયા. બસ, અબ તું સો જા. મેંઇ જગુંગા.

**નોકરઃ** જી નહિ, અબ મેં હોંશયારીસે ચૌકી કરૂંગા.

**મિયાંઃ** નહિ ભાઇ નહિ! તેરી બેવકુફીમેં તો મેરા ઘોડા ચલ જાય. તું સો, મેંય બહોત સોયા. (સ્વગત) તૌભી નિંદ મુઝે બહોત હેરાન કરતી.

નોકરઃ જી નહિ. અબ મેં ખડાહી રહુંગા, યા મેં વહાં ઘોડેકી પાસ બેઠુંગા. ફીર કુછ હરકત હે ? આપ જરૂર સો જાઓ. બેફીકર રહો. (મિયાં સુઇ જાય છે.) નાહક મેરા ખ્યાલકા ખરાબા કર દીયા. વો બુઢ્ઢા મેરા ખ્યાલકી કયા મઝા જાને ? ચલો, ફીર ખ્યાલકી લિઝઝત લેવે. (ઝોકે ચઢે છે.) અહો ! યે તો ઇરાન આયા—યે હિમાલયકા પ્હાડ—યે કાસમીરકા ઉજડ જંગલ આયા—યા ખુદા—મેં યહાં કહાં આયા?—યહાં તો સબ ઉજડ હી ઉજડ હય—અબે દેખો, યહાંપર અંગરેજ ઔર જરમનકી લડાઇ હો રહી—યે હિમાલયકે ઉપર આગબોટ ચલ રહી—યે—યે—યે—ચાં—દ—મેં—સેં—અંબગોલા છુટા—ઔર એ દુસમન ભાગા—પકડો—પકડો—(મોટેથી બૂમ પાડી ઉઠે છે.)

મિયાંઃ (એકદમ જાગી ઉઠતાં) પકડો, પકડો, મારો, પીટો, ભાગ ન જાવે. (નોકરને પકડીને) અબે, કહાં પર ભાગતા ?

નોકરઃ હુઝુર ! કીસકું પકડતે હો ? યે તો મેં હું. યહાં તો ઔર કોઇ નહિ.

મિયાંઃ તો ફીર કીસ લીયે તેનેં બૂમ મારી ?

નોકરઃ (સ્વગત) ખાના ખરાબ. મેં ખ્યાલ કર રહાથા, ઇસમેં કુછ બૂમ પડ ગઇ હોગી. (પ્રકટ) હુઝુર ! આપ ભી કુછ ખ્યાલમેં ચઢ ગયે યા ખ્વાબમેં ?

મિયાંઃ નહિ, મેનેં બરાબર સુના, કોઇ બોલા કી પકડો, પકડો.

નોકરઃ (વાત પલટીને) હુઝુર ! મેં સચ કહું. વો તો મેં ખબરદારીકે લીયેં ખાલી પકડો, પકડો ઐસા બુમાટા કર રહાથા. કોઈ આસપાસ હોવે તો ભગ જાય.

મિયાંઃ વૈસા ? તબ તો ઠીક. અબ બહોત ખબરદારી રખના. અબ માઝમ રાત ચલ રહી હે. તું કહેવે તો મેંય જગું.

નોકરઃ મેં ખબદારઈ હું. અબ આપ બડી મઝેસેં સો જાઓ. (મિયાં

સુએ છે.) અબ જ્યાદા ખ્યાલ નહિ કરના, નહિ તો પડેગા.
મરના. (ઘોડાની નજીકમાં બેસે છે, અને ઝોકે ચહતાં ગાય છે.)

મેંને નિંદ ગુમાઇ જાન તેરે લીયે,
તેરે લીયે— ( ઝોકું ખાય છે. )

**મિયાં:** ( થોડી વારે જાગે છે. ) અબે ક્યા હૂંકરતા હે? સોતા હે યા જગતા?

**નોકર:** ( સાવધ થતાં ) હુઝુર! મેં સોતા બી નહિ ઓર જગતા બી નહિ. મેં તો ખ્યાલ કર રહા હું.

**મિયાં:** અબી બી ખ્યાલ કર રહા હે?

**નોકર:** જી હાં–મેંય ખ્યાલ કરતા હું, મગર નઝર ઘોડેપેંઇ રખતા હું.

**મિયાં:** ઐસા! વો કિસતરાંસેં?

**નોકર:** મેં યે ઘોડેકું દેખકે ખ્યાલ કરતાકી ઇસકા બદન ઇતના બડા હે. ઔર પૂંછ ટુંકાસા હે; ઔર ખીસકોડીકા ધડ ટુંકા ઔર પૂંછ લંબા. વો કાયકુ હોગા?

**મિયાં:** તેરે ખ્યાલમેં તો મેરા સબ જલ જાયગા. લા દે મેરા સામન મેરી પાસ. બતાદે મુઝેં, અપના સબ કહાં હે?

**નોકર:** ( તેની પાસે મુકતાં ) યે લીજીએ આપકી પઘડી, ઔર યે આપકી સઘડી, યે આપકી ગડડી, ( હુક્કો આપતાં ) યે આપકી ગુડગુડી. યે મેં, ઔર યે આપ. સબી સામન મીલ ગયા ના?

**મિયાં:** અબ તું સો જા, મેંય જગતા હું. મેં બહોત સોયા. અબ થોડીસી રાત રહી તો તું સો.

**નોકર:** અબ કુછ ઐસા હોગા? અબ તો મેં બડા તેજ હો ગયા. આપ ખુશીસેં લેટો!

**મિયાં:** ( ઉંઘ આવતી હોવાથી ) તો લાચાર. તું બી બડા ટેકી હે. મગર દેખ ભાઇ! યે પીછલી રાત હે તો કુછ બેકાલજી મત કરના. ( સ્વગત ) મુઝે બી આજ નિંદ બહોત ઘેર રહી હે. ( સુઇ જાય છે. )

નોકર: આજ ખૂબ ખાના ખાયા તો, બહોત ઘયન આ જાતા હૈ. મગર અબ તો પૂરા હોંશીયાર રહેના ચાહીએ. (જરા વારમાં ઝોકું ખાય છે.)

મિયાં: (થોડીવારમાં જાગતાં) અબે જગતા હે કયા ?

નોકર: (સાવધ થતાં) જગતે બિગર મેં ખ્યાલ કિસતરેંસેં કરૂં ?

મિયાં: તો કયું, તું ખ્યાલ કર રહા થા ?

નોકર: જી, મેં બડા ભારી ખ્યાલ કર રહા થા, કી યે બકરીયાં લીંડીયાં કરતી હે વો બડી ગોલ ગોલ હોતી હે. તો વો ઉસંક પેટમેં કોન હકીમ બયઠકે બનાતા હોગા ?

મિયાં: (ચીડાઇને) તેરેકું કયા ઝરૂર બદમાશ? તેરેકું તો નહિ બનાની પડતી ? કેસા ખાલી બેવકુફીકા ખ્યાલ કર રહા હે !

નોકર: નહિ હુઝુર ! બેઅદબી માફ, મગર ખ્યાલ કરના ચાહીએ કી કુદરતકી ખુબીકા ખ્યાલ કરનેસેં બડી અક્કલ આતી હે.

મિયાં: આઇ અક્કલ, બહોત તેરેમેં ! અબ તું સો જા. યે પીછલી રાતકા બખ્ત બડા ખરાબ હે. ચોર લોક ઇસી બખ્ત આતે હેં. તો અબ તું લેટ જા. મેંય ચૌકી કરૂંગા.

નોકર: મેં યહાં હું વહાંતક ઐસા નહિ બન સકતા. સારી રાત મેં હોંશીયારીસેં જગા તો અબ કયા હરકત હે ?

મિયાં: તો ઐસા કર, અપન દોનો જગે.

નોકર: કાયકું ? મેં કુછ કમ હું ? સો ચોર સાથ કયું ન આવે ? મેં તો વોહી ખ્યાલ કર રહા હું કી જલ્દ ચોર આ જાય, ઔર મેં ઇનકું સાલેકું એસે લગાઉં, એસે લગાઉં—(છેલ્લો બોલતાં મિયાં તરફ હાથ ઉગામે છે.)

મિયાં: અબે, કીસકું મારતા ?

નોકર: કયા આપ હો ? મેરેમેં યે હી ખરાબ આદત હે કી જબ મેરા મિઝાઝ ગયા તો ફીર સામને કોન હે વો દેખહી નહિ સકતા—સહુર આતા તો ફીર કબજેમેં નહિ રહ સકતા.

**મિયાં:** હાં ભાઈ હાં! તેરે મિઝાજકીક ક્યા બાત કહેના? તો ક્યા, તું નહિ સોતા?

**નોકર:** હુઝુર! મેં નાલાયકકું ક્યા આપ બેઇમાની ફરમાતે હો? અબ તો યે જાનોકી આંખકી એક પલકમેં સુબેર હો જાઇગી. આપ લેટ જાઇએ. (મિયાં સુએ છે, પછી આમ તેમ જોઇ) મુઝે યે ખ્યાલ આતા કી અબ ભૈરવી છોટનેકા બખત આ ગયા. તો કુછ સુર નીકાલે.

જગતે જગતે રેન બીત ગઇ, હોગા અબ તો ભોર,
આગે નહિ અબતક ક્યું પ્યારે, આઇયો દિલકા ચોર.

ઝોકું ખાઇ જાય છે.

**ચોર:** (પાછળથી આવી સ્વગત) આયા સીએ, આયા સીએ. હુંકામ ફકર કરે સેં? [બીજાને] અલ્યા, આ ઘોડો સોડ, હંભાળજે. ઘોડાને ધાંહનો સારો દેખાડતો હાલ્યો ઝઝે. (ઘોડો લઇ જાય છે.)

**નોકર:** (અડધા જાગ્રત્ થતાં)

જગતે–જગતે–રૈન–વીત–ગઈ–હાં.........

(તાન મારતાં જાગી ઉઠે છે અને ઘોડા તરફ નજર કરતાં ચમકીને) અબે, યે ક્યા હુવા? ઘોડા કહાં? દહીંકા ઘોડા ખાંતા પીતા રમતા જમતા છૂટ પૂટ હો ગયા ક્યા? અબ મેરા મિયાં કીસકી ફીકર કરેગા?—હાય. (એમ બોલતાં પછાડો ખાય છે, ત્યાં મિયાં જાગી ઉઠે છે.)

**મિયાં:** ઓહ! સુબેર હો ગઈ. (નોકર તરફ જોઇને) ક્યા કરતા? નમાઝ પડતા હે ક્યા?

**નોકર:** હુઝુર! મેં ખ્યાલ કર રહા હું.

**મિયાં:** તૌબા તેરા ખ્યાલસેં! ક્યા ખ્યાલ કર રહાથા?

**નોકર:** મેં વોહી ખ્યાલ કર રહા હું કી અપના અશરાફ ઘોડા થા સો તો માનો ગયા. અબ ઇસકા જીન રહા તો વો આપ ઉઠા જાએંગે યા મેરે સીરપે રખના પડેગા?—બસ, મેં વો હી

ખ્યાલ કર રહ્યાથા. વહાં તો આપ હી જગ ગયે. અબ જાગનેકી તકલીફ મત લીજીએ, ખુશસેં આરામ કીજીએ.

**મિયાંઃ** ( ચમકીને ) ક્યા, ઘોડા ગયા ? કોન લે ગયા ?

**નોકરઃ** વો તો અબ મુઝે ખ્યાલ કરના પડેગા.

**મિયાંઃ** હાય મેરા ઘોડા !

**નોકરઃ** ( એક બાજુ ઉભો રહી ગાય છે. )

સમજ સંસાર હે સપના, જગતમેં કોઈ નહિ અપના.

**મિયાંઃ** ( ચીડાઈ ) તેરા સપના અભી ઉડા દેતા હું, સુવર કે બચ્ચે ! ( બાંયો ચઢાવે છે. )

**નોકરઃ** હુઝુર ! આપ ગભરાઇએ મત. મેરે ખ્યાલમેં આતા કી વો સાલા અકીલા ઘોડા લે કે કરેગા ક્યા ? જીન તો અપની પાસ હેં ના ? સાલા આપ હી પીછા રખ જાયગા ( સ્વગત ) યા જીનકું ઉપાડ જાયગા.

**મિયાંઃ** મેં બેવકુફહીકી ભૂલ હે કી તેરેપેં મેનેં ઇતબાર રખા.

**નોકરઃ** મેં વો હી ખ્યાલ કર રહા હું.

**મિયાંઃ** (પશ્ચાતાપ પૂર્વક) ભાઇઓ ! મેરા સુનીઓ. યે નોકર કુ ખાનેકા ઘેન આયા, મેરે મેં નિંદકા ઘેન આયા. દોનો ઘેન બડે ખરાબ હે. યે સંસારકી મુસાફરીમેંભી ખાને ઔર સોનેપેં બડા કાબૂ રખના. નહિ તો ચેતનરૂપ ઘોડા ચલા જાયગા, ઔર યે તનરૂપ જીન પડા રહેગા. ઔર ભાઇઓ ! ખૂબ યાદ રખના કી ખાલી ખ્યાલપેં કભી મત ચઢના, ઔર ઐસે બેવકુફોકે ખ્યાલપેં કભી ઇતબાર મત રખના. અપને કામમેં કાબેલીયત રખકે સચ્ચે ખ્યાલમેં હી રહેના, નહિ તો મેરા જૈસા હોગા કી.

મેં બેવકુફનેં સભી ઇસકે ખ્યાલપેં છોડા,
તો જીન ખાલી પડ રહા, ઔર ચલ ગયા ઘોડા.

## સદ્ગુણી બાલિકાનું સેવનગીત,

પદ. ૨ ( આલિંગી નાથ આજે, એ લય. )

રૂમક ઝુમક ખેલું હું નાનકડી બાલકી,
નાનકડી બાલકી, જીવનતરુની ડાળખી; રૂમક૦
શિક્ષણ લઉં સારૂં, વિનય વિવેક ધારૂં,
સ્વભાવને સુધારૂં, બનું હું નહિ છાલકી; રૂમક૦
સદ્ગુણને ધારી, હું મૂલ્ય મુજ વધારી,
ભોળપણું નિવારી, સોનાની બનું ઢાળકી; રૂમક૦
સૌથી રહું હળી મળી, કટુ વચન જઉં ગળી,
વખાણ મારાં સાંભળી, ફુલી ન થઉં ફાળકી; રૂમક૦
પ્રભુ નામ હું દઉં, ને એટલું માગી લઉં,
જરી ના ભૂલી જઉં, હું તમને જીવતા લગી; રૂમક૦

---

## લાડકી છોકરીના ઉદ્ધત ઉદ્ગાર.

પદ. ૯ ( આલિંગી નાથ આજે, એ લય. )

ધમક ધમક ચાલું હું નાજુકડી બાલકી,
નાજુકડી બાલકી, હું માવડીની લાડકી;—
મોડી મોડી જાગું, રમવાને હું લાગું,
નિશાળ જવા કે'તો, માગું સોનાની પાલખી. ધમક૦
બોલે મારા સ્હામે, કે હાથ કો ઉગામે,
તેની, સઉની સ્હામે, હું તોડી પાડું તાલકી; ધમક૦
આપે તે લઉં હરખી, ન દઉં હું પાઇસરખી,
જેને તેને નિરખી રહું, જાણી મારી માલકી; ધમક૦
જે મુજથી હોય દોઢું, તેનું ન ગમે મો'ઢું,
તેપ્રતિ મહોડું, મુખ, આંખ કરી મ્હાલકી;+ ધમક૦

મુજ ઇચ્છ્યું કરવાને, માબાપ વગેરેને,
મુજ આસપાસ ફેરવું હું ફરે જેમ ફાળકી; ધ્રમક૦
કામ કરવાને, સોંપે તો કોઈ બ્હાને,—
જાઉં ફરવાને હું—જે કનૈયાલાલકી; ધ્રમક૦

---

## મામા

### [ વિનોદ લેખ ]

એક સમામાં વહાણામાં સાત વાગતામાં, કુશળ પેટ ભરવામાં, ચતુર ભીખ માગવામાં, ગોળમટોળ દેખાવામાં, થાય પાંચ મણ જે-ખાવામાં, એવો બ્રાહ્મણ આવ્યો એક ગામડામાં. ઘરમાં પડદામાં હતાં શેઠાણી શ્યામા, તેમણે દાસીને કહ્યું: શામા! જો બારણામાં કોણ ઉભા છે સ્હામા? શામા ગઇ જોત જોતામાં અને ત્યાં પહોંચતામાં ને પૂછ-તામાં તો પાછી આવી પ્રસન્નતામાં, ને બોલી: મોટાંમા શ્યામા! એ તો આવ્યા છે વરણામાં ગામમાંથી મામા! શ્યામા બોલ્યાઃ જા જા, શેઠના ઓરડામાં. સુદામા શેઠની સ્હામાં આવી શામા બોલી: આંગ-ણામાં આવ્યા છે મામા, પ્રીતિ છે આપનામાં, ઉભા રહ્યા છે કહા-વવામાં, પણ ઇચ્છા છે ઘરમાં આવવામાં, હરકત છે કંઇ લાવવામાં? એ સાંભળતામાં, પ્રસન્નતામાં ને પ્રસન્નતામાં, સુદામા ઉતાવળા પગ-લામાં આવ્યા સ્હામા. મામાને જોવામાં, પ્રેમવડે ભેટવામાં, વિવેકવડે નમવામાં, કુશળતા પૂછવામાં, આંગણામાંથી ઓરડામાં લાવવામાં રો-કાયા સુદામા. મામાની ખાવામાં, પીવામાં, નહાવામાં, ધોવામાં, સુ-વામાં, બેસવામાં, ઉઠવામાં, લેવામાં આવતી સંભાળ બધામાં શ્યા-માએ જાણ્યું આવ્યા સુદામાના મામા, સુદામાના જાણવામાં કે આવ્યા શ્યામાના મામા. મામાના રહ્યા ઘણા દહાડા ધામા. પછી વિચારે સુદામા કે ક્યારે જશે શ્યામાના મામા! શ્યામા પૂછે સુદા-માને કે ક્યારે જશે હવે તમારા મામા? સુદામાના કહેવામાં નીકળ્યું

કે નથી એ મારા મામા. શ્યામા કહે ન હોય એ મારા મામા. સુદામાએ પૂછ્યું: તો કેમ આવ્યા ઉતારવામાં? બંને પડયાં શંકામાં: પછી મામાને આવ્યા બોલાવવામાં, અને આવ્યું પૂછવામાં: કહો. મામા! અમારામાંના કોના છો તમે મામા? રામા ટામા કરવામાં અને ગુંચવાડામાં પડેલા છતાં મહોડામાં હસતાં બોલ્યા મામા: તમારામાંના કોઈના નથી અમે મામા, પણ લેવા વિસામા, છે ન કંઈ ગજવામાં છતાં રહેવામાં મઝામાં, પારકામાં ભરાવામાં, મિષ્ટાન્ન જમવામાં અને સુખ ભોગવવામાં કુશળ અમે, નથી તમારા બંનેમાંના કોઈના મામા, પણ અમારાં તો ફોઈમાનાં આપેલાં નામ જ છે, **મામા!**

---

## इष्टदर्शनातुर सुशिनी प्रार्थना.

**( बालगीत. )**

પદ. ૪ ( મલ્લા મુંબઈલા જાયાચા, એ લય. )

**तुझ्या मन्दिराला यायचें, मला गुरुदेव! बोलवा.**
**न जाणत मी तुझे नांव, न जाणत मी तुझे गांव,**
**फुकट मला नका भोळवा; तुझ्या०**
**मी तर मुलगी लहान, मला काहीं नाहि ज्ञान,**
**माझी शक्ति तुमी तोळवा; तुझ्या०**
**मला तुमच्या जवळ घ्या. न तर तुमी इकडे या,**
**आपल्या चरणामधें लोळवा; तुझ्या०**

---

# શ્રદ્ધાત્રયી

---

**પાત્રો:** સાધક, ત્રણ દેવીઓ.
**સ્થલ:** સાધકનું ચિન્તનાલય.
**કાલ:** મધ્ય રાત્રિનો નિકટ કાલ.

---

**સાધક:** ( પલાંઠી વાળીને બેઠો છે. )

હું નિત્ય ચિન્તન કરી રહું, મુજ પરમ શ્રેયોન્નતિતણું,
ઉંડાણુથી સાધનતણી શ્રેણીનું મન્થન કરૂં ઘણું;
પણુ હાથ કો નવ આવતી, અદ્યાપિ ગોપ્ય સુગમ કલા,
તો શી રીતે હું ઉઘાડું મુજ, દિવ્ય મન્દિર અર્ગલા ?

એજ મારૂં નિત્યનું ચિન્તન, અને પુનઃ ચિન્તવું આજ. મનુષ્ય જીવન એટલે એક દોર; જેનો આદિ હું અભિમાની, અને અંત પરમતત્ત્વ–બ્રહ્મ. જીવન એટલે બ્રહ્મમન્દિરનો પ્રવાસ પંથ, અને હું તેનો પ્રવાસી. પ્રવાસનાં પગલાં તે નાનાવિધ સાધનો. તેમાં ચઢવું તે વિકાસ. શ્રેયસ્‌માં પ્રગતિવિનાનું સાધક-જીવન વ્યર્થ. આશ્ચર્ય ! મને હજી કોઇ પણુ અંશમાં વિકાસની આન્તરસિદ્ધ પ્રતીતિ કેમ થતી નથી ? અંતરાકાશમાં અનુભૂતિની ઝાંખી ક્ષિતિજરેખા પણુ કાં જણાતી નથી ? શું કરૂં ? કર્તવ્ય કરૂં છું. જ્ઞાતવ્ય વિચારૂં છું, પણુ નથી ઉડતો અંતરમાં સંતોષનો ઓધ, કે નથી જણાતી વિશ્રાની સાચી નિર્ભયતા. કોણુ કરે મારો વિકાસ ? કોણુ કરાવે મને અંતરમાં સામર્થ્યનું ઉપાદર્શન ? કોણુ છે ?—શ્રેયસ્સિદ્ધિની સરણીએ ચઢાવનાર મને કોણુ છે ?

**૧ દેવી:** ( પ્રકટ થઈને ) હું છું, બાલક ! તને શ્રેયસના દિવ્ય સોપાને ચઢાવનાર હું છું.

ાધક: ( નમીને ) અહો ! નિષ્પ્રાણુ સરખાની પ્રાણુ પ્રદાયિનિ ભગવતિ ! આપ કોણુ ?

દેવી: સાધન વૃક્ષની ફલવતી ચેતન શાખા છું. મારૂં નામ ઉપદેષ્ટાશ્રદ્ધા.

ાધક: અભીષ્ટદાત્રિ ! નમું છું આપને આપ શું ફલ આપો છો ?

દેવી: જગાવું છું અભયતાને, વિલાવું હું પતનભીતિ,
ઉજાળું છું હૃદયખંડો, પ્રજાળું હું વિષયપ્રીતિ;
દઢાવું ધૈર્ય, બળ લાવું, અનિશ્ચિતબુદ્ધિ વિલાવું,
અનન્યાસક્તિ ખીલાવું, હૃદયમાં ભક્તિ ઝીલાવું.

વત્સ ! શ્રેયસ્ સિદ્ધિને ઇચ્છે તો મને ગ્રહણુ કર. હું ઉપદેષ્ટાશ્રદ્ધાના આશ્રયવિના તારા સાધનનું ચૈતન્ય નહિ પ્રકટે. સાધન તો દીવેલ અને દીવેટ છે, તેમાં જ્યોતિ ઝગાવનાર તો હું છું. શ્રવણુ કર. જેનું સાધન તું ગ્રહણુ કરે તે ઉપદેષ્ટાવિષે તારી અપૂર્વ શ્રદ્ધા હશે તો જ તેમનાં ઉપદેશેલાં સાધન તને ફળશે. ભોમીયામાં વિશ્વાસવિના માર્ગે જવાતું નથી, અને વૈદ્યમાં વૈદ્ય બુદ્ધિના વિશ્વાસવિના તેનું ઔષધ ખવાતું નથી, તેમ ઉપદેષ્ટામાં શ્રદ્ધાવિના તેમનું વચન પળાતું નથી. જે મનુષ્ય જેટલા પ્રમાણુમાં આપણો વિશ્વાસુ હોય તેને તેટલા પ્રમાણુમાં આપણે આપણું હાર્દ આપીએ છીએ, તેમ સાધકની પોતાની શ્રદ્ધાના પ્રમાણુમાં જ ઉપદેષ્ટા પોતાના હૃદયનું દિવ્ય હાર્દ અર્પે છે.

ાધક: બોધપયસ્વિનિ ! કૃપા કરી કહો: શ્રદ્ધાનું સ્વરૂપ શું ?

દેવી: સ્વલ્પમાં કહું છું કે શિષ્યના હૃદયની, ગુરુવિષેની માહાત્મ્ય ભરી વ્યવધાનવિનાની અવસ્થા એ જ શ્રદ્ધા. નિશ્ચય જાણુ કે ઉપદેષ્ટા જેટલા આપણા ઉંડાણુમાં તેટલા જ આપણે તેના ઉંડાણુમાં.

ાધક: શિરોધારિણિ શક્તિ ! આપનું સ્વરૂપ શું ?

**૧ દેવી:** વત્સ ! મારૂં સંપૂર્ણ સ્વરૂપ અતિ ગહન છે, છતાં તારા અધિકારને લક્ષી કહું છું કે સાચા ઉપદેષ્ટાનું શરણ ગ્રહીને, કંઈ નહિ તો ઉપદેષ્ટા આપણું પોતાનું તો સમગ્ર પ્રકારે શ્રેયસ્ કરવા પરમ સમર્થ છે, એ પ્રકારનું જાગ્રત્ દૃઢ ભાન સદોદિત રાખવું એને મારૂં સામાન્ય સ્વરૂપ તું જાણ. શ્રેયોભિલાષિ બાલક ! મને તારા હૃદયમાં સ્થાન આપ. **अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥**

**સાધક:** અસ્તુ. ભગવતિ ! આપનો સદૈવ અનુગ્રહ યાચું છું.

**૧ દેવી:** અભિલાષસિદ્ધિ પામ. ( વિલાઇ જાય છે. )

**સાધક:** ( સહર્ષ ) આનન્દ, આનન્દ, આનન્દ. આજ જાણ્યું રહસ્યનું પણ રહસ્ય. એક જ દિવ્ય સાધનનું અનુષ્ઠાન અને તેના અવધિએ અહો ! સમગ્રની સિદ્ધિ ! સાધનદેહની દિવ્ય ચેતનશક્તિ તે ઉપદેષ્ટાશ્રદ્ધા જ. “ એક સધાયે સબ સધે, સબ સાધે સબ જાય, ”—તે જ એ. એ શક્તિથી મારાં અણુ અણુને ભરી દઇશ. એમાં જ મારા ચિત્તને સદૈવ ઓતપ્રોત રાખીશ, અને પામીશ ઇષ્ટસિદ્ધિ. બસ, એકમાંથી સર્વ ઉપજાવી લેનાર મારે પછી બીજી કોની જરૂર ?

**૨ દેવી:** ( પ્રકટ થઇને ) મારી. કર્તવ્યસિદ્ધિને ઇચ્છનાર સાધક ! તને મારી જરૂર છે.

**સાધક:** ( નમીને ) સાધન બલની આન્તરગતિરૂપ પ્રેરકશક્તિ ! આપ કોણ ?

**૨ દેવી:** સાધનસિદ્ધિની બલવતી ક્રિયાશક્તિ છું. મારૂં નામ **સાધનશ્રદ્ધા.**

**સાધક:** આપનું સ્વરૂપ ?

**૨ દેવી:** ભૂલાવું છું બીજાં ચિન્તન, દઢાવું સાધનોમાં મન,
અચલ નિષ્ઠા સ્થપાવું હું, ખીલાવું માનવી જીવન;
અભિમુખતા હું પ્રકટાવું, કરાવું કાર્યની સિદ્ધિ,
જગાવું ઉંડી જાગર્તિ, અપાવું દૈવી સમૃદ્ધિ.

સાધનસાફલ્યને ઇચ્છે તો સાધક ! મને ગ્રહણ કર. હું સાધકના સાધનોને બલિષ્ઠ કરૂં છું, સાધકને નિઃશંક બનાવું છું, ' આ કરૂં કે આ ' એવા સાધનવ્યામોહને નિવૃત્ત કરૂં છું. સાધન-પ્રતિ રુચિ, સાધનમાં અભિમુખતા અને સાધનમાં આગ્રહ ઉપજાવું છું.

**સાધક**: સિદ્ધિદાત્રિ ! આપને કેવા સ્વરૂપે નિશ્ચય કરૂં ?

**૨ દેવી**: મારૂં સમગ્ર સ્વરૂપ તો ગૂઢ છે, પરંતુ તારા પૂરતું કહું છું કે તારા ગુરુપ્રબોધિત સાધનો તને અવશ્ય ઇચ્છયું અર્પનાર છે એવી દૃઢ બુદ્ધિ એ જ હું સાધનશ્રદ્ધા. ભોજન ભુખ મટાડશે, અને દીપક અવશ્ય અંધકારને ટાળશે એવી શ્રદ્ધા-વાળો મનુષ્ય જ ભોજન કરે છે અને દીપક પ્રકટાવે છે, તેમ તારામાં સાધનશ્રદ્ધા હશે તો જ તું તેનું અનુષ્ઠાન કરી શકીશ. સાધક ! સિદ્ધિને ઇચ્છે તો ગ્રહણ કર મને, તારા જીવનને યત્નસન્નિષ્ઠ કરીશ. તારી પાસે સાધનવલ્લીનું મર્દન કરાવીશ અને ઉપજાવી આપીશ તેમાંથી અનુભવરસને.

**સાધક**: અસ્તુ. સાધનાભિમુખકારિણિ ! મારા આન્તર ચિત્તમાં સદૈવ નિવસવા પ્રાર્થું છું.

**૨ દેવી**: સાધનસિદ્ધિને પામ.

**સાધક**: અહોહો ! સાધનસાફલ્યનો મર્મ સમજાયો. ખરે ! અદ્યાપિ મારા કરેલાં સાધનો માત્ર પ્રયોગ બુદ્ધિથી કરેલાં હતાં, અને તેથી તેના અનુષ્ઠાનની યથાવત્ સંતતતા રહેતી નહોતી. સા-ધનશ્રદ્ધા એ જ સાચો સાધનરસ છે. ઉભય શ્રદ્ધા ઉઘાડશે મારાં ઉભય નેત્રોને. ઉભય શ્રદ્ધાથી સમૃદ્ધ થયેલા મને, અહો ! પછી શું અપ્રાપ્ય રહેશે ? મને તે શ્રદ્ધા સર્વ કંઇ અપાવશે. સાધનશ્રદ્ધા મારા કર્તવ્યમાર્ગમાં જોઇતું સર્વ કંઇ ઉપજાવી આપશે. બસ, પછી મારે કોને ઉપજાવવી—કોને મેળવવી—બાકી રહી ?

૩ દેવી: (પ્રકટ થતાં) મને. આત્મશ્રેયસ્‌ના ઉપાસક ! પછી મને જ મેળવવી બાકી રહી.

સાધક: (નમીને) સાધનશ્રેણીની અતકર્ય શક્તિ ! આપ કોણ ?

૩ દેવી: સાધનસિદ્ધિની જયવતી આરાધ્ય દેવતા છું. મારું નામ આત્મશ્રદ્ધા.

સાધક: વંદન હો આપને. આપ મારું શું હિત કરશો ?

૩ દેવી: સાધક ! અવશ્ય જાણ કે

સ્વશક્તિને જગાવું છું, ત્યજાવું છું પરાશ્રયને,
' સમર્થ હું સર્વ કરવા ' એ, દઢાવું છું હું નિશ્ચયને;
અસંભવતા નિવારું છું, પ્રતિકૂલત્તા વિદારું છું,
વિજેયતા હું બનાવું છું, સદા જેને સ્વીકારું છું.

ઉભય શ્રદ્ધાની વિરલ સિદ્ધિને અનુભવવી હોય તો સાધક ! મારો સહસ્વીકાર કર. ઉભય શ્રદ્ધાને સ્વીકાર્યા પછી તે ઉભયને તારામાં ધારણ કરી શકીશ, એવી દઢ આત્મશ્રદ્ધા તારામાં નહિ હોય તો તું એ શ્રદ્ધાના સમ્પૂર્ણ ફલને નહિ પામે. માટે તારામાં સમગ્ર ફલને પ્રત્યક્ષ કરવાં હોય તો શૂરવીર સાધક ! મને અંગીકાર કર. જગત્‌માત્ર અસિદ્ધ કહેતું હોય તેને પણ તારે સિદ્ધ કરવું હોય તો સાધનપ્રિય સાધક ! મારો સ્વીકાર કર. તું દુર્બલ, દીન કે નિરુપાય નથી, પણ તું જ તારો ઉદ્ધારક છે, એ અનુભવવું જ હોય તો શ્રેયોનુભવાર્થિ ! આ જ ક્ષણે મારો આશ્રય ગ્રહણ કર. વિશેષ શું કહું ? તારે સમગ્ર હિતને હસ્તામલકવત્ કરવું હોય તો ઉપદેષ્ટાશ્રદ્ધા અને સાધનશ્રદ્ધાની સાથે મને તારામાં સ્થાન આપ. હું સામાન્ય નથી પણ અતિ અસાધારણ છું, છતાં ઉક્ત ઉભય શ્રદ્ધાની અનુવર્તિની છું. શ્રીકૃષ્ણના અન્તરાલમાંથી હું જ આઘોષ કરી હતી કે **मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय.**

સાધક: મારા અન્તરગત તૃતીય આત્મલોચનને ઉઘાડનાર સિદ્ધિશક્તિ! મારામાં આપનો આવિર્ભાવ થવા સદૈવ પ્રાર્થું છું.

૩ દેવી: અભીષ્ટ સિદ્ધિને પામ. (વિલાઇ જાય છે.)

સાધક: અહો! નિશ્ચય, મને સ્વરૂપસાગરમાં ભેળવનાર ત્રિપથગંગા તે આ જ શ્રદ્ધાત્રયી. તેના આધારે અવશ્ય હું મારૂં પરમહિત પ્રત્યક્ષ કરીશ. શ્રદ્ધાત્રયીને ધારણ કરનાર મને ત્રિલોકમાં શું અસંભવ છે? કંઈ જ નહિ. શ્રદ્ધાત્રયીના માત્ર જ્ઞાનબલે જ હું આ ક્ષણે નિર્ભ્રાંત અને ગિરિશિખરસ્થિત હોઉં એમ ભાસું છું, તો તેના અનુષ્ઠાનને અંતે તો હું કેવી દૈવીસ્થિતિનો ભોક્તા હોઇશ! આનન્દ, આનન્દ, આનન્દ. જય હો શ્રદ્ધાત્રયિ! જય હો આપનો! આપ જ છો પ્રાણીમાત્રમાં અને અખિલ વિશ્વમાં

**देवीत्रयी भगवती भवभावनाय ।**
**वार्तासि सर्वजगतां परमार्तिहन्त्री ॥**

---

## યાચના.

પદ. આવો સાધકો આજે, એ લય.

વદી મંગલ દિને જય, ઓ ગુરુવર! પાય હું લાગું,
પાય હું લાગું, અહં નિઃશેષ પરિત્યાગું; ગુરુવર૦
હું રંક છું આ દ્વારમાં બહુ સમયથી લાંઘું,
કરજો કૃપા કહું નમ્ર ભાવે, કરૂં ન હું તાગું; ગુરુવર૦
ઉડતા ઘડી ઘડી વિષયના સંકલ્પ તે ત્યાગું,
સંતત રહો તમ સ્મરણદ્વારા, એ જ હું માગું; ગુરુવર૦
આ દશ્યમાં રમતું કરો મન, દશ્યથી આઘું,
જેથી ચિન્તને ને ધારણા ને ધ્યાને ઝટ લાગું; ગુરુવર૦
દો એવું બળ આ સંસૃતિ સંસ્કારથી તાગું,
મારો ગુરુ! છે આપથી હજી ભેદ તે ભાગું; ગુરુવર૦
બ્રહ્માંડ ભરમાં આપ પદને, માત્ર અનુરાગું,
ઉપેન્દ્ર પ્રભુ છે પ્રાર્થના, નિજ સ્વરૂપમાં જાગું; ગુરુવર૦

શ્રી જ. દેવી.

---

## ભારતના અર્વાચીન બાળકોનું પ્રાચીન બાળકોને આહ્વાન.

પદ. ૧૦ ( રંકદાસની આજ વ્હારે ચઢજો, એ લય. )

પૂર્વ ભારતના ભવ્ય બાલ ! આવો આવો,
તમે ભારતના પુણ્ય પ્રાણ કહાવો રે; ભવ્ય૦
ઉતરી આવો ઓ ધ્રુવ ! ધ્રુવયશસ્વી,
અમે તમને જોઈ થઇએ તપસ્વી,
તપોબળ પ્રબળ ( અમોમાં ) જમાવો જમાવો રે; ભવ્ય૦
બાલભક્ત પ્રહ્લાદ ! નીચે આવો,
કસોટીને સહેવાની કળ શિખાવો,
પ્રભુપેઠે પ્રભુભક્ત ! ધાઓ ધાઓ રે; ભવ્ય૦
નચીકેતા ! માર્કંડ ! બ્રહ્મબાલો !
યમરાજને પણ કાઢયો તમે ઠાલો,
એવો માર્ગ અમને જણાવો, જણાવો રે; ભવ્ય૦
આર્યાવર્તને ભારત ગણાવનારા,
આવો, શાકુન્તલ ભરત ! પ્રાણપ્યારા,
તમ પરાક્રમપીયૂષ પાઓ પાઓ રે; ભવ્ય૦
કહો આવી અષ્ટાવક્ર જ્ઞાનિ !
કળા સત્તાને પણ વશ કરવાની,
બળ કેદી છોડવાનું લાવો લાવો રે; ભવ્ય૦
બાલશરીરધારિ દૈવી આત્માઓ !
ભારતભૂમિ–ભારત બાલ વ્હારે ધાઓ,
ભારત ડંકો વગડાવો વગડાવો રે; ભવ્ય૦

---

+ ત્રાંસી.

## पुत्तलिका अने बालिका.

પદ. ૩

બોલ બોલ બોલ મારી ઢીંગલી તુ બોલજે,
બોલ બોલ બોલ મારી ઢીંગલી તું બોલ
તને સારી કરૂં કે નઠારી કરૂં.
સારાથી થઇશ સુખી,
બગડયાથી થઇશ દુઃખી,
ચીડીયણુ કે પુષ્કળ હસનારી કરૂં;—તને—બોલ૦
ચીડીયણનું બાળ મ્હોં,
હસતીની વાહ કહો,
મૂરખ કે વિદ્યા ભણનારી કરૂં;—તને—બોલ૦
મૂરખને માર પડે,
ભણનારી લાડ લડે,
આળસુ કે ઉદ્યમ કરનારી કરૂં;—તને—બોલ૦
આળસુ ગુમાવતી,
ઉદ્યમી કમાઇ જતી,
મિઠાબોલી કે વઢનારી કરૂં;—તને—બોલ૦
પ્રભુ નામ લઇશ જો,
સારી તું થઇશ તો—
કંઠે વળગાડી બહેન મારી કરૂં;—તને—બોલ૦

———◆———

## बालिकानो जीवनादर्श.

પદ. ૬

ચંપાકળી હું ખીલી, મૃદુતાભરી રંગીલી,
કહેવાઉં છું હું લીલી, રંગે છતાં હું પીળી.

રૂપ અનુપમ, રંગ સોહાગી,
મન્દ સુગન્ધ હું દઉં રહી આવી,
રાગી-ત્યાગી-સરખી રહું જગમાંહ્ય ફાલી ફુલી,
આત્માની ડાળે ઝુલી; ચંપા૦
રંગ, ગંધ, રૂપ સુન્દર તારાં,
વાણી, વર્તન, વિચાર મારા—
સારા-સારા રાખી થતી રહું, હું અતિ અમૂલી,
રહીને સદા હરખીલી; ચંપા૦
ષટ્પદને[1] તું ન દે આવવા,
ષટરિપુને હું ન દઉં ફાવવા,
તારી-મારી જામી જગે જોડલી રસીલી,
તુજ સદ્ગુણો લઉં ઝીલી: ચંપા૦
પરભોગી છે જીવન તારૂં,
તદ્દત્ પરાર્થ જીવન મારૂં,
હારૂં-હારૂં પરને ગણી નિજ, હુંપણું મુજ ભુલી,
એ જીવનેચ્છા ખુલી; ચંપા૦

———o———

## મર્મહાસ્ય.

૫૬. ( માંગ્યા વિના પ્રભુ દેતા, એ લય. )
હસું હસું હસું એમ થાયે,
એ જોઈ જોઈ, હસું હસું થાયે,
અ ઇ ઉ ને કો'છો સૌ સહી લેવું તમથી ન.
શબ્દ પણ કોનો સંખાશે; એ૦
ક ચ ટ ત પ ને દાન દેવા ઉપદેશ દો,
તમથી પૈ ના છોડાયે; એ૦

---

૧ ભમરાને.

ખ છ ઠ થ ફ ને કો'છો પારકી સેવા કરો,
તમથી ન તણુખલું તોડાયે; એ૦
ગ જ ડ દ બ ની પાસે શાંતિને વખાણો,
તમથી ન ક્રોધ જરી મુકાયે; એ૦
ઘ ઝ ઢ ધ ભ ને તમે કંઈ કંઈ સલાહ દો,
તમથી ન તેમ વર્તાયે; એ૦
ઙ ઞ ણ ન મ ને કો'છો વાણી નિરોધ કરો,
તમથી લખારા છુડાયે; એ૦
ય ર લ વ ને તો કહો દેશની પૂજા કરો,
તમથી ન દેવ પણ પૂજાયે; એ૦
શ ષ સ હ ક્ષ જ્ઞ ને કો'છો ગુણ દષ્ટિ કરો,
દોષદષ્ટિ તમને સદાયે; એ૦
શુણીને આ સુધરજો ભાઈઓને બહેનો !
બાલકના મુખે પ્રભુ ગાયે; એ૦

---

## વાકરમત.

**શેઠાણી:** ( આવીને ) દાસી ?
**દાસી:** ( અંદરથી ) આવી જી.
**શેઠાણી:** ખુરસી મોકલાવ.
**દાસી:** ( અંદરથી ) મોકલાવી જી. (બીજી છોકરી ખુરસી મુકી જાય છે.)
**શેઠાણી:** ( બેસીને ) દાસી ?
**દાસી:** ( આવીને ) કેમ બોલાવીજી ?
**શેઠાણી:** જોઉં, ઢીંગલાબાબુની ગાદી કેવી છે ?
**દાસી:** ( બતાવીને ) આવીજી.
**શેઠાણી:** જા, ઢીંગલાબાબુને ચડ્ડી ચઢાવ.

દાસીઃ ( અંદર જઇ ) લાવીજી.

શેઠાણીઃ ઢીંગલાબાણુને કંઠી પે'રાવ.

દાસીઃ ( અંદરથી ) પે'રાવીજી.

શેઠાણીઃ ઢીંગલાબાણુને અહિં લાવ.

દાસી. લાવીજી. ( લઇ આવે છે. )

શેઠાણીઃ ( તેને લેતાં લેતાં ) ઢીંગલાબાણુ ! તને પાવલો પા કરાવું કે ?

( તેને પગ ઉપર ઉભો રાખી પગ હલાવતાં ગાય છે. )

પાવલો પારે પાવલો પા, હું તો તને કરૂં પાવલો પા.
કાવલો થા ના કાવલો થા, તનથી ને મનથી ન કાવલો થા.
ચાવલો થા ના ચાવલો થા, બકબક કરી ના ચાવલો થા.
તાવલો થા ના તાવલો થા. ખૂબ ખાઇ ખાઇ ના તાવલો થા.
બાવલો થા ના બાવલો થા, ભીખ માગતો ના બાવલો થા.
રાવલો થા રે રાવલો થા, પ્રભુ ભજી તું રાવલો થા.

---

## માનવી ! નૃસિંહ થાજે.

પદ. ૭ ( પરમ વિજયવંત હો, એ લય. )

હું તો ભવ્ય સિંહ છું, ગાજું અજય્યપણે જંગલે,
હું તો દિવ્ય સિંહ છું, વિચરું મસ્ત, નિડર હું સ્થલે સ્થલે.
જગત્–જંગલે માનવી ! સિંહ થાજે,
જગદ્ દુઃખને ભક્ષ જાણી તું ખાજે;
મહામોહહસ્તિપ્રતિ ત્રાડ મારી—
કુદીને તું કુંભસ્થલો દે વિદારી;
હું ને તું નૃસિંહ છું, ભાન એ વધારજે પળે પળે; હું તો૦

---

## प्रजाने बालकोनुं अभिलाष निवेदन.

પદ. ( ઝોળી ભરકે લાલા ચેલા, એ લય. )

બાલકોના હિતને કાજે, આશ્રમો બંધાવો રે,
આશ્રમનાં રચવાને સ્થાનો, મંગલવંતા ઓ ધનવાનો !
દેવા પુષ્કલ મંગલદાનો, હાથને લંબાવો રે; બાલકોના૦

વિદ્વાનો ! તમે વિચારી મનમાં, આગ્રહ ધરીને નિજજીવનમાં,
બાલકનાં અજ્ઞાનનયનમાં, જ્ઞાનને અંજાવો રે; બાલકોના૦
તનમનતાણાવાણા કેરૂં, બાલકજીવનવસ્ત્ર અનેરૂં, બાલકોના૦

બને તદર્થે સુકર્મ કેરૂં રૂડું રૂ કંતાવો રે,
બને બાલતરુઓનો ક્યારો, રૂપ રંગ ને સુગન્ધ ન્યારો,
લાભ ગ્રહે જન જેનો હજારો, એવું બીજક વાવો રે; બાલકોના૦

બાલક જેમાં ભાવે આવી, જીવંત જીવનજ્યોત ઝગાવી,
ભારતવર્ષ દીપે ઝળકાવી, એવી દીવી રચાવો રે; બાલકોના૦
બાલોત્કર્ષક ભાવો ઉજ્જવલ, જેના ઉરમાં રહ્યા છલોછલ,
તેવા કાર્યપ્રણેતા ! આગળ, આવો આવો આવો રે; બાલકોના૦



---

૧ અત્યંત મોટું.

# ફક્કડ.

( ઉન્મત્ત દશામાં વિચરનાર એક સિદ્ધ પુરુષ. )

ફક્કડઃ ( કુદતાં, નાચતાં, હસતાં ગાય છે. )

ચલ બે ફક્કડ, ચલ બે ફક્કડ, [તેરી] મૌજ પરે વહાં યાર,
મૌજ પરે વહાં યાર, તેરા કૌન હે રોકનહાર; ચલ૦
ઈસ દુનીયાકા કરનેવાલા, હે કોઈ બડા ગમાર,
આદમીકું દોઈ પાઉં દીયે ઔર, દીયે ગધેકું ચાર; ચલ૦

હત્ તેરી માલીકકી ! બડા બેકદર, હમ ફક્કડકું ક્યા દોય પાઉં ? ચાર કયું નહિ ? ક્યા હમ ગધેસેંભી ગયે ? હેં. હા હા હા. (હસે છે.)

હમ હે ફક્કડ સબસેં અક્કડ, હમકું કીસકા ડરવા હે ?
હમ હમસેં અલમસ્ત રહે ફીર, હમકું કીસકી પરવા હે.
હમ ફક્કડરામજીકે આગે, ઇશ્વર કૌન સસરવા હે,
બાદશાહકે બાદશાહ હમ, સબસેં હી બેપરવા હે.

( હા હા હા—હસીને ) હત્ તેરી દુનીયાકી ! કાયકું છક્કડ ખાતી ? ફક્કડ બનજા ફક્કડ, ફીર દેખ, ક્યસી મઝા લુંટાતી હે. એંય ! હા. હા. હા. ( હસે છે. )

દીલમેં બૂટી મસ્તિકી લેકીન, કૌન ઘુંટનેવાલા હે,
લુંટ ચલી યહાં લુંટ મઝાકી, કૌન લુંટનેવાલા હે ?

હત્ તેરી સપનેકી ! સબ કુછ સપના ! દુઃખી ભી સપના, સુખ ભી સપના મેં ભી સપના. સપના હું અપના હું કાયકું કરના ? એંય ! હા. હા. હા. (હસે છે.) દર્દ ભી સપના, મર્દ ભી સપના. સપના સપનાકું ક્યા કર સકતા ?–દર્દસેં ડરતા કાયકું ? લીપટા લે, સચ્ચા મર્દ ! લીપટાલે તેરે દિલસેં દર્દકું–એંય. હા, હા. હા. ( હસે છે–બેસે છે.

અહાહાહા ! બહોત ઠંડી પડતી. હમકું ભી ઠંડી ? તુઝે લગાના હે ? અચ્છા, તો લગ જાઓ. યે બડા જંગી બદન તેરે લીયેઇ હમને રખા હે ? ( શરીર તરફ જોઈ ) હવાકી જોશમેં ચમડી સુકી બન

અઇ—ફૂટતી ભી હે. ક્યું બે ચમડી? ફૂટ, તેરેકું જ્યાદા ફૂટના હોવે તો ભી ફૂટ. કયું નહિ ફૂટતી? એંય હા. હા. હા. (હસે છે.—જરા વાર વિચારમાં પડતાં) હાં હાં, મેરા બેટા દિલ ભી કુછ ખ્યાલ કરતા સહી. ક્યા કહતા? કહ દે. ક્યાં? કભી દો ચાર કૌડી હોતી, તો ઉસકા તેલ લીયા જાતા, ઔર ઉનકું ચમડીપેં લગાવે તો વો અચ્છી બન જાય. એંય! હા. હા. હા. (હસે છે.)

(સાધુના ચિન્તન માત્રના પ્રભાવથી અંતરિક્ષમાંથી સુવર્ણ મુદ્રાઓ પડે છે, તેને જોઈ, હસતાં)

હત્ તેરી દમડીકી? તુ કાયકું આઈ? મેરા બેટા ખુદા ભી ક્યા કર રહા હે! (ઇશ્વરને) અબે ભાઇ! મેને તુઝસેં કહાં મંગા કી યે આફ્ત મુઝપેં લા દીઇ? ક્યા હમ હમરે ઘરમેં બયઠકે કુછ બાત ભી ન કરે? ઇતનેમેંઇ તેરી ધીરજ છુટ ગઈ? બડા ગડબડીયા, બડા ગડબડીયા! યહાં પર ભી બખેડા મચાયા બીગર રહા નહિ. અચ્છા ભાઇ! ઇતના ભી તુઝસેં સહા ન ગયા તો હમ ઔર જગેપેં જાકે બયઠેંગે. એંય! હા હા હા. (દ્રવ્યને પડયું રહેવા દઇ ઉઠે છે, અને કુદીને ચાલતાં)

હદ્દબુત્! હદ બે! નાપાક માલિક! પીછે તુ પડતા ક્યા મેરી?
ગલીચો યેં મુઝ ઉપેં ડાલતે, સરમાતા નહિ?—હત્ તેરી.

હા. હા. હા. (હસીને) ક્યું બે ચમડી! તુઝકું તેલ ચૈતા? લે લે—લે યે—તેરે લીયેઇ યે જુલ્મ હો રહા. લે—યે—(હસે છે, અને પોતાની ફાટેલી ચામડી ઉપર તમાચા લગાવે છે.)

ઇન્દ્રઃ (એકદમ આવી સાધુનો હાથ પકડી) હા, હાં હાં—ફક્કડ રામજી!
યે ક્યા કર રહે હો?

ફક્કડઃ (તેના સામું જરાવાર જોઇ) જીવન્મુક્તિકા આનન્દ લુટ રહે હે. તેરેકું લેના? એંય? હા હા હા. (હસે છે.) કાયકું આયા? કુછ ચૈતા હે? મંગ લે, ચૈતા હોવે તો, ક્યા ફીકર હે.

ઇન્દ્રઃ મહારાજ! આપકી ચમડીપેં તેલ લગાનેકું આયા હું.

કૂકડ: એક બલાસેં ભાગે, તો દુસરી આ ગઇ આગે ? તું હે કોન ?
ઇન્દ્ર: મેં ઇન્દ્ર હું.
કૂકડ: ઇન્દર ! વો ક્યા ?
ઇન્દ્ર: મેં તીન લોગકા રાજા ઇન્દ્ર હું.
કૂકડ: કુદુક કુદુક કર કહાંસેં આયા, ઇન્દર હે યા ઉંદર હે !
તીન લોગકી ડાલીપેં તું કુદનારા ક્યા બંદર હે !
એંય ! હા. હા. હા. (હસે છે.)
ઇન્દ્ર: આપકી ચમડી એકદમ અચ્છી હો જાય ઔર યે દેહ નવજી-
વન બન જાય વૈસા તેલ ધન્વંતરી કી પાસસેં લેકર આયા હું.
કૂકડ: ઐસા ! કહાં હે તેલ ?
ઇન્દ્ર: (પ્રસન્ન થઇ) લીજીયે, અંગીકાર કીજીયે. (પાત્ર આપે છે.)
કૂકડ: (જોઇને) ઇસસેં ક્યા નયા બદન બન જાતા ? ઓ હો !
હત્ તેરી 'બદનકી !' (પાત્ર ફેંકી દેતાં)
બદન કહાં હે, ફૂટતા ક્યા હે, યે ગપગોલા કહાં ઉડા,
ચલ બે કૂકડ, યહાંસે ચલ, યે, ઉલ્લુસેં કહાં ફસા પડા.
(ચલ બે કૂકડ, ચલ બે કૂકડ—એ ગીત ગાતાં ચાલી જાયછે.)
ઇન્દ્ર: (તે દિશા તરફ જોતાં) ઉન્મત્ત દશાનો મત્ત સાધુ ભ્રમર ગું-
જતો ગુંજતો ચાલ્યો ગયો ! અનુભવનું રસામૃત રેલાવતો અમૃત
કૂપો રેલાઈ ગયો ! અહો ! આવા સાધુ કોણ ? વિલક્ષણ વેષ-
ધારી પ્રભુના એ તો વિલક્ષણ વેષવાળા જાસુસ ! આવા મહા
મસ્તને મારી શી સ્પૃહા ! બ્રહ્માંડ જ જેની દૃષ્ટિમાં નથી, તેને
ક્યાંથી હોય શરીર અને ફાટવાપણાનું ભાન ! માનવી ! પ્રત્યક્ષ
કર; તારાં ચર્મચક્ષુથી પ્રત્યક્ષ કરી લે આ સાધુને ! લાગે છે
કશો ભેદ તેનામાં ને તારામાં ? હા, સાંભળું છું, તારો દુર્બલ
ગણગણાટ સાંભળું છું. તું કહે છે. હું તો પામર પ્રાણી. કોણ—
તું પામર પ્રાણી ? (સાધુને લક્ષીને) આવા આવા મહર્ષિઓ
જેના પૂર્વજ છે, તેનો બાલક તું પામર પ્રાણી ! જેના શરીરમાં

તેત્રિસ કોટિ દેવસહિત હું વસું છું, એવો તું તે પામર પ્રાણી? સાક્ષાત્ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને પોતાનામાં ધારણ કરનાર તું પામર પ્રાણી? અરે, અધિક શું; જેનામાં પરમાત્મા અખંડિતપણે અન્તર્યામીરૂપે જાગ્રત્ છે, એવો તું પામર પ્રાણી? લાજ, માનવી! તને પામર કહેતાં લજ્જા પામ. અનવધિ શાસ્ત્રો એક સ્વરે કહી રહ્યા છે. **તત્-ત્વમસિ.** તું જ બ્રહ્મ છે. તારાથી બ્રહ્મ એવી કોઇ જૂદી વસ્તુ નથી, બ્રહ્મથી તું એવી કોઇ જૂદી વસ્તુ નથી. સમજ્યો, તું કહે છેઃ "મને દુઃખાદિની પ્રતીતિ છે, હું અલ્પજ્ઞ છું." એ અનુભવના મધ્યમાં રહીને જ તું બ્રહ્મ છે એ ભાન જગાવ. જો! વિદ્યુત્ મેઘમાલામાં ચમકવાથી જ વિશેષ સુન્દર જણાય છે; આગીઓ ઘોર રાત્રિમાં ચમકે છે, અને ત્યાં જ તેની મનોરમતા છે. ચમક, ઓ ચૈતન્ય વિદ્યુત્! ચમકી લે, જગત્ વિપદ્‌ની મેઘમાલામાં, અને શોભાવ એ મેઘમાલાને. જગાવ, કષ્ટમાં દ્વિગુણ બ્રહ્મભાવને, અને જીવભાવના તુલ રાશિમાં મૂકી દે. એક અહંબ્રહ્મની ચીણગારી. ઝીલી લે, જગતના બ્રહ્મભૂલ્યા માનવી! સત્પુરુષોના સનાતન ઉપદેશની જ પુનરુક્તિઃ

પદ. ગઝલ.

અરે ઓ માનવી! જગનાં ભલે સુખ દુઃખ સહેતો જા,
છતાં અંતર્તણા ઉંડાણથી 'હું બ્રહ્મ' કહેતો જા.
ગમે તો વિશ્વ આખું આવીને 'તું જીવ છું' એ કહે,
કરી તેપ્રતિ તિરસ્કૃતિને, તું તુજને બ્રહ્મ લહેતો જાઃ—
ત્રિવિધ દુઃખો તણા રાશિ, દીસે ઉપર અને નીચે,
છતાં 'હું બ્રહ્મ' કહેતો જા, અને એ દુઃખ સહેતો જાઃ—
કરી દૃઢ બ્રહ્મનું ચિંતન, ગુણો દૃઢ બ્રહ્મના ધારી,
ગ્રહીને બ્રહ્મની સિદ્ધિ, ઇતરને એ જ દેતો જાઃ—

---

## જય ભાવના

૫૬. ( પરમ વિજયવન્ત હો, એ લય. )

કરો શંખનાદ હો, દેવાંશિતુલ્ય દિવ્ય હૃદયનો;
કરો ઘંટનાદ હો, સામર્થ્યવાન છતાં સદયનો.
રહે જેમને નિત્ય ચિત્ત પ્રસાદ,
કરો તેમના નામનો બંસીનાદ;
રહ્યું સંયમી શૌર્ય જેનું અગાધ.
કરો તેમનો ભવ્ય ડિંડિમનાદ;
કરો મેઘનાદ હો, ભારતના ભવ્ય ભાવિઉદયનો.



# मंडलाकार कीर्तनो.

## ( ગરબા ).



## भारतने सन्देश.

૫૮. ( ધન ભાગ્ય મારે આંગણે આવ્યા, એ લય. )

એ ભવ્ય ભારત ! આવ્યું ભલે મુજ આંગણીયે આ વાર.
તું સર્વાધાર, કહે પ્રિય ! શો તુજ કરૂં સત્કાર.
દઉં સન્દેશ હું, કર તું આત્મશ્રદ્ધાનો આવિષ્કાર,
ફરી ફરી હું, કહું ઘડીભર પણ તુજ પ્રભુને ના વિસાર: હું૦
કર્તવ્ય જે તેં આદર્યું તે સિદ્ધ કરવામાં,
આગ્રહ અને ઉત્સાહ ધરી રહે એક નિષ્ઠામાં,
અપ્રમાદ ધૈર્ય તું સજ, કદી, પાછું હઠી જા મા; ફરી ફરી હું૦

તુજ દૈવી બલ પુનઃ પામવા, કટિ કસજે આ વાર,
ફરી ફરી હું, કહું ઘડી ભર પણ તુજ પ્રભુને ના વિસાર; હું૦

તું સાધનો સંગ્રહી બીજાં, ભલે ઉદિત થશે,
પણ જાણ તારો ઉદય એ સંતત નહિ ટકશે,
ફરક.વશે તુજ વિજયધ્વજ, જો સંયમી બનશે; ફરી ફરી હું૦

---

## आन्तर नादश्रवण.

૫૬. ( મોહે પનઘટમેં નંદલાલ છેડ ગયો, એ લય. )

અહો ! ઝણણણ ઝંકાર શો શુણાઈ રહ્યોરી,
શુણાઇ રહ્યોરી, ક્યાં ગવાઇ રહ્યોરી; અહો૦

ચિત્ત ચળાવનારો, ભાન ભૂલાવનારો,
મિઠો બંસીનાદ સાથ શો છેડાઇ રહ્યોરી; અહો૦

કદી શ્યામ તાળી લેતો, ઘડીમાં છુપાઇ રે'તો,
એવો અન્તરાલે રાસ શો રમાઇ રહ્યોરી; અહો૦

અતિ આનન્દ ધરે, પ્રભુ આસપાસ ફરે,
વૃત્તિવૃન્દનાચ નાથશું નચાઇ રહ્યોરી; અહો૦

પ્રમીલા બહેન.

---

## ઇષ્ટ દર્શનાનુભવ

૫૯. ( આવોને આજ ઉંડે ઉતરીયે, એ લય. )

ચાલું ઝમઝુમ ધારી શૃંગારને,
ઝમઝુમ, ઝમઝુમ, ઝમઝુમ, ઝમઝુમ ચાલું રી,
ધારી દૈવી શૃંગારને.

ચાર છ દશમુખી મન્દિરીયે જઉં,
દ્વાદશમાંહિ આવી ઉભી રહું,
સુણું ત્યાં હું અવનવા ધુમ ધુમ ધુમ ધુમ ધુમ ધુમ રી,
રમ્ય ઝાંઝરઝંકારને;—

આવું આકાશનાં ઉદ્યાનમાંહિ.
જેનું શોભન રૂપ કહી શકું નાહિ,
સહસ્રદલનું દીઠું દ્રુમ દ્રુમ, દ્રુમ દ્રુમ, દ્રુમ દ્રુમ રી
ત્યાં ઉચ્ચરતું ૐકારને;—

એ જ કદમની મધ્ય ઘટામાં,
મુજ પ્રિયતમ જોઉં ન્યારી છટામાં,
પૂજું લાઈ અક્ષત–કુંકુમ, કુંકુમ, કુંકુમ રી,
ગાળી પૃથક્ અહંકારને;—



